॥ ॐ ॥

श्रीमद्वेदव्यासविरचित

# श्रीकृष्णस्तुति.

તેનું

# ગુજરાતી ભાષાન્તર.

કર્તા અને પ્રકાશક


## શાસ્ત્રી હીરજી હર્ષજી રાવલ.

ઠેકાણું, કાંદાવાડી કલ્યાણ મોતિની ચાલ નં. ૧.

રૂમ નં. ૧૮ મુંબઇ.





પ્રથમાવૃત્તિ. ૧૯૧૫ પ્રત ૨૦૦૦

કિંમત રૂ. ૦-૫-૦

—:o:—

રતિલાલ હરજીવન પટેલે શ્રીકૃષ્ણ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું.

નં. ૯ અનંતવાડી, મુંબઇ ૨.




# अर्पणपत्रिका

## કૈવલ્ય મુક્તિના પરમાનંદને સૂક્ષ્મ ચિદાત્મથી ભોગવતા, સચ્ચિદાનંદસ્વરૂપ, સ્વર્ગસ્થ-વે. શા. સં. હંસસ્વરૂપી ગુરૂવર્ય

## શાસ્ત્રીજી જીવરામ લલ્લુભાઇ !

આપે-વર્ણાશ્રમની શ્રેણીમાં અગ્ર ગણાતા બ્રાહ્મણકુલમાં જન્મી, માતૃભાષા સંસ્કૃતમાં દૃઢ નિષ્ઠા રાખી, અભ્યાસમાં આવતા વિપત્તિસાગરને ધૈર્ય-નૌકાથી તરી, કાશી જેવા પરમ પવિત્ર ધામમાં સત્તર વર્ષ રહી, સદ્‌ગુરૂની પાસેથી વ્યાકરણ, ન્યાય, વેદાન્ત વગેરે શાસ્ત્રોનું ઉત્તમ જ્ઞાન સંપાદન કરી, બ્રાહ્મણધર્મ પ્રમાણે જિજ્ઞાસુ અનેક શિષ્યોને વિદ્યાદાન આપી, તેઓનાં જીવનને પણ કૃતકૃત્ય બનાવી, શાસ્ત્રોક્ત સિદ્ધાન્તાનુસાર બ્રાહ્મણજાતિનું ખરૂં કર્તવ્ય સંપૂર્ણ રીતે બજાવી, વિદ્યાવેલીના અમૃતપાનથી નામને અમર કરી, આ અસાર સંસારને ત્યાગી, સરસ્વતી દેવીના અનન્ય ભક્ત હોવાથી અવસાનમાં પણ સરસ્વતી દેવીની ઉપાસનામાં જ સ્થૂલ દેહને ત્યાગી; સૂક્ષ્મ દેહથી સાક્ષાત્ સરસ્વતી માતાના પવિત્ર ધામમાં-વાસ કર્યોછે. આપશ્રીની વિદ્યાદેવી તરફની દૃઢ શ્રદ્ધા તથા સર્વપર સ્નેહવૃત્તિને, આપશ્રીના સ્પૃહણીય સહવાસમાં આવેલા પુણ્યશાલી પુરુષો સારી રીતે જાણતા હશે. આપે મારાપર આપની અનુપમ શશિસમ શાંત કરુણામય દૃષ્ટિથી જોઈ, વિદ્યાદેવીનાં દિવ્યદર્શન કરાવી, સંસારના સ્વરૂપનું ભાન કરાવી, મારા અંતઃકરણમાં આપના ઉચ્ચ સંસ્કારોનું જે બીજારોપણ કરેલું છે. તેના પ્રભાવથી જ યથામત્યનુસાર રચાયેલું આ ' **શ્રીકૃષ્ણસ્તુતિ** ' નામનું લઘુ પુસ્તક આપશ્રી ઇષ્ટગુરૂદેવના અમર પવિત્ર નામને અર્પણ કરવા, હું ભાગ્યશાળી નીવડી, આજે અંતઃકરણમાં અતુલ આનંદને અનુભવું છું.

લી. આપની શિષ્યકોટિમાં કિંચિત્ ગણાતો

**કર્ત્તા.**

॥ श्रीहरये नमः ॥

# પ્રસ્તાવના.



**ब्रह्मण्यो देवकीपुत्रो ब्रह्मण्यो मधुसूदनः ।**
**ब्रह्मण्यः पुण्डरीकाक्षो ब्रह्मण्यो विष्णुरुच्यते ॥ १ ॥**

**नारायणाथर्वशिरउपनिषत् ॥ १६ ॥**

## શ્રીકૃષ્ણચંદ્રપ્રભુપ્રાકટ્ય.

વિશ્વવિધાતા વિભુ સંસારની વિવિધ વાસનાઓથી તૃપ્ત નહિ થયેલા જીવોને પોતાનાં અવસાન પછી, પોતપોતાના પૂર્વ જન્મનાં કર્માનુસાર જો કેવળ સત્ય પાલન કર્યું હોય તો દેવ, અસત્ય પાલન કર્યું હોય તો મનુષ્ય તથા ઘોર કુકર્મો કર્યાં હોય તો વૃક્ષ વિગેરે તામસજાતિમાં ઉત્પન્ન કરે છે. તે વાત શ્રીમતી શ્રુતિ જણાવે છે કે;– ' सत्यवाचो देवा असत्यवाचो मनुष्याः ' સત્ય વચન બોલનારા દેવો અને અસત્ય વચન બોલનારાં મનુષ્યો થાયછે. વળી જેના પરથી આ માનવી સૃષ્ટિ કહેવામાં આવે છે, એવા ભગવાન્ મનુ મહારાજ પણ મનુસ્મૃતિના પહેલા અધ્યાયના ઓગણત્રીશમા શ્લોકમાં લખે છે કે, ' हिंस्राहिंस्रे मृदुक्रूरे धर्माधर्मावृतानृते । यद्यस्य सोऽदधात्सर्गे तत्तस्य स्वयमाविशत् ॥ ' મારણ, શાંત, દયાવાળું, ક્રૂર, ધર્મવાળું, અધર્મવાળું, સાચું–જૂઠું, વગેરે પૂર્વ જન્મમાં જે જે કર્મો કર્યાં હોય, તે પ્રમાણે સૃષ્ટિ ઉત્પન્ન કરતી વખતે બ્રહ્મા બીજા જીવનમાં જીવોને ઉત્પન્ન કરે-

છે; તેમાં સાચું કર્મ દેવતાઓનું અને જૂઠું કર્મ મનુષ્યોનું હોયછે. तमसा बहुरूपेण वेष्टिताः कर्महेतुना । अन्तःसंज्ञा भवन्त्येते सुखदुःखसमन्विताः ।' ઘણાં ઘોર કર્મોથી સુખ દુઃખ ભોગવનારાં વૃક્ષાદિકો અંતઃકરણમાં જ જ્ઞાનવાળાં થાય છે. એ પ્રમાણે દેવ, મનુષ્ય તથા વૃક્ષાદિકોના જન્મમાં જો કે દેવતાઓનો જન્મ શ્રેષ્ઠ કહ્યો છે, પરંતુ મોક્ષ મેળવવાના સાધનમાં તે શ્રેષ્ઠ નથી. શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે કે;– 'क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति' જ્યારે ભોગ વિલાસોની આનંદની ઉત્તમ લહેરીઓના સ્વાદુ સ્વાદને ચાખતા દેવતાઓનાં પુણ્યનો અંત આવેછે ત્યારે, અંતઃકરણમાં પોતાનાં કર્મનો પશ્ચાત્તાપ કરતા દેવતાઓ મોક્ષ મેળવવાની ઇચ્છાથી ફરીથી મનુષ્યજન્મ ધારણ કરેછે. એટલા જ માટે કહ્યું છે કે;– 'दुर्लभं मानुषं जन्म' મનુષ્યજન્મ દુર્લભ છે. માટે મોક્ષ મેળવવાના સાધનમાં મનુષ્યજન્મ શિવાય બીજો કોઈ પણ ઉત્તમ જન્મ નથી, તેથી જો કોઈ પણ મનુષ્ય, શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે પોતપોતાનાં કર્માનુસાર વર્તી પ્રતિદિનના પરમ કૃપાળુ પરમાત્માની ભક્તિના સદભ્યાસથી જો દયાળુ વિશ્વવિધાતા પ્રભુની શુદ્ધ એકાંત ચિત્તથી અમલ અંતઃકરણમાં ભક્તિ કરે તો જરૂર તેનો મોક્ષ થાયછે, એમાં સંદેહ નથી. પરંતુ આત્માનો મોક્ષ થવો કે ન થવો ? એ કાર્ય મહતી પ્રકૃતિ દેવીનું છે, પ્રકૃતિ એટલે માયા–શક્તિ–સ્વભાવ કે જેનું બીજું નામ ભાવના કહેવામાં આવેછે. પ્રત્યેક પ્રાણીમાત્રનાં અંતઃકરણની અંદર રહેનાર પ્રકૃતિની પછવાડે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને માત્સર્ય એ મોટા છ દોષોનું મહાપડ્યંત્ર ગોઠવાયેલું રહે છે. પ્રકૃતિ જ્યારે એકદમ એ મહાપડ્યંત્રના પાશમાં ફસાય છે ત્યારે, તેમાંથી વિકાર ઉત્પન્ન થઇ, શુદ્ધ અંતઃકરણમાં પોતાની સાથે રહેલ વિશુદ્ધ આત્માને માયાના આવ-

રણુથી આચ્છાદિત કરી બુદ્ધિને ભ્રષ્ટ કરી દેછે. મનુષ્યની બુદ્ધિ જ્યારે ભ્રષ્ટ થાયછે, ત્યારે અનેક પ્રકારના અધર્મો, કુકર્મો તથા મહા-મહાઅપદોષોને પણ મનુષ્ય, કરવા તૈયાર થાયછે. એ જ પ્રમાણે પોતાની પ્રકૃતિમાં અત્યંત વિકાર થવાથી કંસાદિક દૈત્યો જ્યારે પશુ-પક્ષિઓ, દેવતાઓ-મનુષ્યો અને છેવટે આ પૃથ્વીને પણ પોતાનાં અઘોર કુકર્મોથી ત્રાસ દઇ દુઃખી કરવા લાગ્યા, ત્યારે તેઓના અસીમ પરિતાપથી મહાધૈર્યને ધારણ કરનાર ધરા માતા પણ પોતાનું ધૈર્ય છોડી, ગાયનું સ્વરૂપ ધારણ કરી, બ્રહ્માદિક દેવતાઓની સાથે ક્ષીરસાગરમાં અઘોર નિદ્રામાં શેષની શય્યામાં પોઢેલા અનંત ભગવાનની સ્તુતિ કરવા લાગ્યાં. સ્નેહશૂાલી અને ભકતોપર વાત્સલ્ય પ્રેમ ધરાવનાર અનંત ભગવાને નિદ્રામાંથી જાગ્રત્ થઈ મેઘસમાન ગંભીર વાણીથી કરુણ સ્વરે પૃથ્વી તથા દેવતાઓને સ્તુતિનું કારણ પૂછયું. તે વખતે હર્ષિત થયેલ દેવતાઓ તથા પૃથ્વી માતાએ પોતાનાં દુઃખનું કારણ સંભળાવ્યું. ભકતોદ્ધારક, દુઃખનાશક, પ્રેમાળુ પ્રભુએ તે જ વખતે પોતાની અમૃતસમ મીઠી વાણીથી " જાઓ ! હું તમારૂં કાર્ય કરવા અવતાર ધારણ કરીશ. " એમ બોલી, ભકતોને આશ્વાસન આપી, પ્રભુ ત્યાં જ અંતર્ધાન થઇ ગયા. પોતાનાં અંતઃકરણમાં અતુલ આનંદના તરંગોને ઉછળાવતા, દેવ-તાઓ તથા પૃથ્વીમાતા સહુ પોતપોતાના સ્થાનપર ગયાં. ત્યાર પછી ભકતોના કલ્યાણ કરવાની ઇચ્છાથી ઉપાધિથી રહિત છતાં ઉપાધિનો આશ્રય કરી, દયાળુ પરમાત્મા પોતે-વસુદેવ અને દેવકીજી સ્વાયંભૂ મન્વંતરમાં જ્યારે વસુદેવ સુતપા નામના પ્રજાપતિ અને દેવકીજી પૃશ્નિ નામનાં તેમનાં સ્ત્રી હતાં, તે વખતે પોતાના પિતા બ્રહ્માજીએ બંનેને પ્રજાવૃદ્ધિની આજ્ઞા આપી હતી, ત્યારે વસુદેવ અને દેવકીજીએ દીર્ઘ-

દૃષ્ટિથી વિચારી પરમાત્માનું તપ જ કરવું. એવો નિશ્ચય કરી, વિજન અરણ્યમાં જઇ ઉગ્ર તપ આદર્યું, ઘણાક દિવસો ફળ, કંદમૂળ અને કેવળ વાયુના જ આહારથી પોતાના પ્રાણને સંતોષ આપીને પણ જ્યારે દિન પ્રતિદિન તપશ્ચર્યામાં અચલ ચિત્તવૃત્તિ ચોટાડવા માંડી એટલે અંતર્યામી ચૌદ લોકના નાથે તે વખતે પ્રસન્ન થઇ પોતાના ચતુર્ભુજસ્વરૂપે પ્રત્યક્ષ દર્શન આપી, વરદાન માગવાનું કહ્યું. પરમાત્માના અલૌકિક ઐશ્વર્યથી મોહિત થયેલાં વસુદેવ તથા દેવકીજીએ "તમારા જેવો અમને પુત્ર થાઓ." એ જ વરદાન માગ્યું. તે જ વખતે ભગવાન્ 'તથાસ્તુ' કહી અંતર્ધાન થયા હતા–એ આપેલ વચન પ્રમાણે વસુદેવ તથા દેવકીજીને ત્યાં સાક્ષાત્ ચતુર્ભુજસ્વરૂપ પરમાત્મા **શ્રીકૃષ્ણચંદ્રપ્રભુ** પ્રકટ થયા.

## શ્રીકૃષ્ણચંદ્ર ભગવાન્ તથા ભગવાન્ શબ્દનો અર્થ.

**શ્રીકૃષ્ણચંદ્ર** ભગવાનવિષે હાલના સમયમાં બે પ્રકારના મતો સંભળાયછે. સનાતન ધર્મની શુદ્ધ શૈલીની સરણિને અનુસરનારા, વેદ, ઉપનિષત્, શાસ્ત્રો તથા પુરાણોને માનનારા, આસ્તિક સનાતનધર્માવલંબિઓ તો; **શ્રીકૃષ્ણચંદ્રપ્રભુને** તેનાં અલૌકિક, અદ્‌ભુત, સ્વાર્થરહિત નિષ્કામ કર્મોથી ભગવાન્ જ માનેછે. પરંતુ આજ કાલના સનાતન ધર્મના શુદ્ધ સિદ્ધાંતોના શુભ રહસ્યને નહિ જાણતા, અત એવ શુષ્ક સુધારાની સપાટીપર અથડાતા, પાશ્ચિમાત્ય હવાના અવળા આંદોલનથી તથા આજ કાલના નિકળતા નવીન નવીન પાખંડી મત ફેલાવનાર પાખંડીઓની પ્રપંચ ભરેલી જાળમાં ફસાઇ, સ્વધર્મના સત્ય સ્વરૂપને વિસરી, અઘટિત કુતર્કોના આવેશથી ઉન્મત્ત થયેલા ફાની સુધારકો તો ખુલ્લે

મુખે કહે છે કે;–"**શ્રીકૃષ્ણ**, ભગવાન્ નહિ પણ સાધારણ મનુષ્ય હતા." હવે આ બેમાંથી ખરૂં શું અને ખોટું શું છે? તે દર્શાવવાની અગત્યતા અત્ર આવશ્યક છે. પ્રથમ તો ભગવાન્ એટલે શું? એ જાણવાની પહેલી જરૂર છે. જ્યાં સૂધી ભગવાન્ શબ્દના **અર્થનું** પૂરૂં જ્ઞાન નથી, ત્યાં સૂધી **શ્રીકૃષ્ણચંદ્ર** ભગવાન્ હતા એ પણ સમજવું બહુ જ ક્લિષ્ટ થઇ પડશે. માટે ભગવાન્ એટલે શું? તેને માટે વિષ્ણુપુરાણમાં ભગ શબ્દના ૭ અર્થ કહ્યા છે. '**ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रियः। ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीङ्गना ॥** સમગ્ર ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન તથા વૈરાગ્ય એ ૭ અર્થો ભગ શબ્દના કહ્યાછે. તેમાંથી ભગવાન્ એ શબ્દમાં ઐશ્વર્યવાચી ભગ શબ્દ છે. ભગવાન્ શબ્દની વ્યુત્પત્તિ એવી છે કે, 'ભગ–ઐશ્વર્ય જેની અંદર હોય' તે ભગવાન્ કહેવાય. ઐશ્વર્ય પણ કેવું હોવું જોઇએ, તેને માટે કહે છે કે, '**उत्त्पत्तिं च विनाशं च भूतानामागतिं गतिम्। वेत्ति विद्यामविद्यां च स वाच्यो भगवानिति ॥**' ગયેલી, ચાલતી, તથા આવતી અર્થાત્ ભૂત, ભવિષ્ય તથા વર્તમાન એ ત્રણે કાળો, વેદ, વેદાન્ત–ઉપનિષદો, કર્મકાંડ તથા વ્યાવહારિક ચોસઠ કળાઓને જે જાણે તેનું નામ ભગવાન્ કહેવાય છે. સુજ્ઞ વાચકોને હવે તો સ્પષ્ટ સમજાયું હશે કે, ભગવાન્ એટલે ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળ, વેદ, વેદાન્ત, કર્મકાંડ તથા વ્યાવહારિક ચોસઠ કળાનું સંપૂર્ણ જ્ઞાન હોય તે ભગવાન્ કહેવાયછે. હવે વિચારવાનું તેટલું જ રહ્યું કે, **શ્રીકૃષ્ણચંદ્ર**ની અંદર ત્રણ કાળનું જ્ઞાન વિગેરે હતાં કે નહિ?

**ભવિષ્ય જ્ઞાન.** શ્રીમદ્ભાગવતના ઇતિહાસપરથી સ્પષ્ટ માલુમ પડે છે કે, હવે યાદવો પૃથ્વીપર અસંખ્ય થયેલા **હોવાથી** લક્ષ્મી,

બળ અને ઐશ્વર્યથી ભરપૂર છે, અને આગળ જતાં તેઓ પોતાનાં ધન, યૌવન, લક્ષ્મી તથા ઉત્તમતાના અભિમાનથી ઉન્મત્ત થઇ, આ પૃથ્વીપર અધર્મના ઉત્પથ રસ્તે દોરાઇ, કેવળ ભારરૂપ જ થઇ પડશે, અને તેઓની અસંખ્યતાં હોવાથી બીજા કોઇથી પણ તેઓનો પરાજય થવાની સંભાવના ન હોવાથી, તેમ જ **શ્રીકૃષ્ણાવતાર** પણ ભૂભાર હરણ કરવાના હેતુથી ગ્રહણ કરેલો હોવાથી દીર્ઘદૃષ્ટિ આત્મારામ **શ્રીકૃષ્ણપ્રભુ**એ જ તેઓનું ભવિષ્ય વિચારી, પરસ્પરનો અંતઃકલહ ઉત્પન્ન કરાવી, યાદવકુળનો નાશ કરાવ્યો હતો.

**ભૂતજ્ઞાન.** સુગ્રીવની સ્ત્રી તારાનું હરણ કરી ઉન્મત્ત થયેલ વાલીના ત્રાસથી પીડિત થયેલો સુગ્રીવ, રામાવતારમાં કરુણામૂર્તિ **શ્રીરામચંદ્રજીને** શરણે આવ્યો; ત્યારે ભક્તની સહાયતા કરી, **શ્રીરામચંદ્રજીએ** વાલીનો નાશ કર્યો હતો અને પાછળથી તેને વરદાન આપ્યું હતું કેઃ 'यद्यपि त्वं दुराचाराग्निहतोऽसि रणे मया। तथापि भिल्लरूपेण द्वापरान्तेऽङ्घ्रिके मम॥ प्रभासे त्वं शरं भित्त्वा पूर्ववैरेण वानर। भवेन्मद्वस्तमरणं चास्य कारणगौरवात्। वालिन्मुक्तिं गच्छसि त्वं शुभां जन्मान्तरेण* हि। "હે વાલી ! આવતા જન્માંતરમાં પારાધિરૂપે તારા હાથથી પ્રભાસક્ષેત્રમાં મારું મૃત્યુ થશે." એ વચન પ્રમાણે યાદવોએ દુર્વાસાઋષિની-દ્વારકાની પાસે આવેલ પિંઢારા નામના ક્ષેત્રમાં જાંબવતીજીના વડિલ પુત્ર સાંબને સ્ત્રીનો વેષ પહેરાવી ગર્ભવતીનું બહાનું લઇ "આ ગર્ભવતીને પુત્ર કે પુત્રી આવશે ?" એ પ્રમાણે-મશ્કરી કરી હતી. તે વખતે દુર્વાસા મુનિ યોગશાસ્ત્રના પ્રભાવથી યાદવોના જીવનની સમાપ્તિનો

---

* આ વાત આનંદ રામાયણમાં કહેલ છે.

સમય નજીક આવ્યો જાણી કહેવા લાગ્યા કે, ' જાઓ! તમારા કુળનો નાશ કરનાર ભયંકર મુસલ તેમાંથી નીકળશે. ' આવો દુર્વાસા મુનિનો અનિવાર્ય શ્રાપ સાંભળી ભયભીત થએલા યાદવોએ વીલે મુખે પોતાના પૂર્વજોને શ્રાપની વાત કહી સંભળાવી. કંસના મરણ પછી રાજ્ય-ગાદીપર બેઠેલા તેના પિતા ઉગ્રસેને યાદવોને " મુસલને ઘસી ઘસી ચૂરા કરી સાગરની અંદર ફેંકી દો!" એવી આજ્ઞા સાંભળતાં સઘળા યાદવો મુસલને ઘસતાં ઘસતાં બાકી રહેલ સોયની માફક તીક્ષ્ણ મુસલના કટકાનો નાશ કરવાને કોઇ પણ રીતે સમર્થ ન થયા, ત્યારે તે કટકાને તથા મુસલના ચૂરાને તેમણે સમુદ્રની અંદર ફેંકી દીધાં. વાલી પૂર્વજન્મના વૈરને લઈ જરા નામનો ધીવર (મચ્છીમાર) થયેલો હોવાથી તેણે દરિઆની અંદર જાળ નાખી, માછલાંઓને પકડતાં મુસલના બાકી બચેલ કટકાને ગળી ગએલ માછલું પણ સાથે પકડયું. ઘેર લાવી ચીરતાં તેમાંથી તીક્ષ્ણ કટકો નીકળેલો જોઇ, હર્ષિત થએલો ધીવર " પોતાને પશુ મારવાના બાણમાં ઠીક ઉપયોગી થઇ પડશે. " એવો વિચાર કરી બાણની અંદર કટકાને મજબૂત રીતે જડી, તેનાથી ઘણાં પશુ-પક્ષિઓનો નાશ કરવા વનમાં જતો. ભગવાન્ **શ્રીકૃષ્ણચંદ્ર** પણ પોતાનું ભૂતકાળનું વચન સંભાળી, મુસલના કટકાના ચૂરાથી સમુદ્રની અંદર ઉગેલ પાનથી સઘળા યાદવોનો નાશ કરાવી, **બલભદ્રજી** સાક્ષાત્ શેષનો અવતાર હોવાથી તેને પાતાલમાં મોકલી, પોતે અશ્વત્થ વૃક્ષ નીચે પગ ઉપર પગ ચઢાવી સૂતા હતા; તે જ વખતે પારાધિરૂપે અવતરેલ વાલીએ આવી તે જ બાણ માર્યું હતું. **શ્રીકૃષ્ણ-ચંદ્ર** પ્રભુએ તે જ વખતે પોતાના ભૂતકર્મની પ્રતિજ્ઞા સત્ય કરવા, પોતાના અવતારની લીલા પૂર્ણ કરી હતી. અને વર્તમાનકાળનું જ્ઞાન તો સર્વને હોયછે.

**ચોસઠ કળા જ્ઞાન.** ઉજેણી ( ઉજ્જયિની ) નગરીની અંદર વસતા સાંદીપિની ગુરૂજીને ત્યાં જઈ, સુદામા વિગેરે સહાધ્યાયિઓની સાથે વેદ, વેદાંત વિગેરેનું જ્ઞાન સંપાદન કર્યું હતું. ચોસઠ કળાઓ પણ '**શ્રીકૃષ્ણચંદ્રજી** ત્યાં શીખેલા હતા.

**શ્રીકૃષ્ણચંદ્ર** પરમાત્માનાં એવાં અલૌકિક અદ્‌ભુત કર્તવ્યોથી ભગવાન્ શબ્દનો જે અર્થ છે, તે **શ્રીકૃષ્ણચંદ્રપ્રભુ**પર સંપૂર્ણ લાગુ પડેછે; માટે કોઇ પણ જાતનો પક્ષપાત કે દુરાગ્રહ રાખ્યા શિવાય અચળ નિષ્ઠાથી તથા દૃઢ શ્રદ્ધાથી જો ઉભયપક્ષના ઉદાર વાચકવૃંદો દીર્ઘદૃષ્ટિથી વિચારી, પૂર્વાપરની સઘળી વાતો પોતાના અમલ અંતઃકરણમાં સારી રીતે ઠસાવશે, તો ઉભયપક્ષના વાચકોને **શ્રીકૃષ્ણચંદ્ર** "**ભગવાન્**" એમ જરૂર કબૂલ કરવુ પડશે. અહાહા ! ! ! શું દયાળુ પરમાત્માની લોકોનાં કલ્યાણ કરવાની દયાળુતા ! ઉપાધિથી રહિત પરમાત્માને ઉપાધિવાળા પ્રપંચમાં અવતરવાનું શું પ્રયોજન ? કંઇ જ નહિ ! કેવળ જગકલ્યાણ કરવુ ! એ જ ઉદાર આશયવાળા પ્રભુની ઉદારતા ! જગનાં કલ્યાણ કરતાં વિઘ્નસંતોષિ ક્રૂર રાક્ષસોનો કેટલો મોટો ત્રાસ ! તે પણ ન ગણકારતાં જેણે અસહ્ય સંકટો સહીને પણ કેવળ જીવોના કલ્યાણાર્થે જ પોતાનું સર્વસ્વ જીવન અર્પણ કર્યું; તેવા કૃપાળુ પરમાત્મા **શ્રીકૃષ્ણચંદ્રપ્રભુ** જગત્સ્તુત્ય શામાટે થઇ ન શકે ? થાય જ, એમાં કંઈ આશ્ચર્ય નથી.

## ' શ્રીકૃષ્ણસ્તુતિ અને તેના કર્તા કોણ '

પતિતપાવિની, અઘમોદ્ધારિણી, ભક્તજનતારિણી, સકલ મનુષ્યોનાં જૂદાં જૂદાં કર્મોથી કરેલાં પાપોને શુદ્ધ કરતી, સ્વચ્છ જળના સતત

પ્રવાહથી ખળખળ વહેતી, પવિત્ર સરસ્વતી નદીના કિનારાપર માર્કં-ડેયાદિ સત્તર પુરાણો બનાવ્યાં; પરંતુ જ્યાં સુધી અંતઃકરણમાં સંતોષની પર્યાપ્તિ નથી, ત્યાં સુધી જીવનની કૃતકૃત્યતા અપૂર્ણ છે આમ પોતાના આત્મામાં અતિ અસંતોષ માનતા, શોક સાગરમાં ડૂબેલ, જમણા ક્ષમણાપર હાથ અડકાળી એકાગ્ર ચિત્તથી બેઠેલા ભગવાન્ **વેદવ્યાસને**; સ્વેચ્છાથી ફરતા ફરતા, ભગવદ્‌ભકિતના સત્ય સ્વરૂપને દર્શાવતા, મુનિ નારદજી આવી પૂછવા લાગ્યા કે;- " કહો ? વેદવ્યાસજી ! આટલાં મોટાં ઉત્તમ રહસ્યવાળાં શાસ્ત્રો તથા પુરાણો બનાવ્યાં તો પણ હજુ આપના અંતઃકરણમાં સંતોષનું સ્થાન હોય તેમ જણાતું નથી. "હા" ! મુનિજી ! ગમે તે કારણ હો ! આ આત્મામાં અલ્પ, સંતોષનું બિંદુ સરખું પણ નથી. પ્રભુ ! આપ સમર્થ છો ! સત્વર તેનું નિવારણ કહો ! " એ સાંભળી નારદજીએ-**શ્રીકૃષ્ણચંદ્ર**ભગવદ્‌ગુણાનુવર્ણન જ સંતોષની પર્યાપ્તિ કરનારછે.-એમ ઉપદેશ આપી, ત્યાંથી **શ્રીકૃષ્ણચંદ્ર** પ્રભુનું કીર્તન કરતા, વીણાના તારસ્વરથી કાનને પૂરતા, નારદજીએ **વેદવ્યાસજીને** પ્રણામ કરી, ત્યાંથી સ્વેચ્છાનુસાર પ્રયાણ કર્યું. ત્યાર બાદ ભગવદ્‌ભક્ત મુનિ નારદજીના વચનનું મનન કરી ભગવાન્ **વેદવ્યાસે** **શ્રીકૃષ્ણચંદ્ર** ગુણવર્ણનાનુસારી સર્વ શ્રુતિ, સ્મૃતિ, ઉપનિષદો તથા શાસ્ત્રોનો સાર લઈ, અઢાર હજાર શ્લોકમય સર્વજનસામાન્યમાન્ય શ્રીમદ્‌ભાગવત નામનો ગ્રંથ રચ્યો. તે જ ભાગવતના દશમસ્કંધના બીજા અધ્યાયમાં શ્રીદેવકીજીના ગર્ભમાં **શ્રીકૃષ્ણચંદ્રપ્રભુ** હતા; ત્યારે બ્રહ્માદિક દેવતાઓએ તેની જે સ્તુતિ કરેલીછે તેનું જ નામ ગર્ભસ્તુતિ કે **શ્રીકૃષ્ણસ્તુતિ** છે, અને તે જ આ સ્તુતિ છે અને તેના કર્ત્તા ભગવાન્ **વેદવ્યાસ** છે.

## ભગવાન્ વેદવ્યાસની ઓળખાણ અને વેદવ્યાસ કેમ કહેવાયા.

ભગવાન્ વેદવ્યાસ, પવિત્ર સતી સત્યવતી તથા પરાશરસ્મૃતિકાર મહર્ષિ પરાશરના પુત્ર હતા. તે ક્યારે અને કઇ સાલમાં ઉત્પન્ન થયા, એ નિશ્ચયપૂર્વક સપ્રમાણથી આપવું તે તો–પ્રાચીનમાં સનાતન અને બૌદ્ધધર્મના ચાલતા મહાન્ કલહોના કારણથી તથા ભારતવર્ષ લાંબી મુદ્દત થયાં પરતંત્રતાના મોટા પ્રવાસને પંથે પડવાથી, આપણા પુરાતની ધર્મ, અર્થ, નીતિ તથા ઐતિહાસિક ગ્રંથો છિન્નભિન્ન થઇ જવાથી, હાલના સમયમાં–મહા મુસ્કેલી ભરેલું છે; તથાપિ એટલું તો જનસમાજમાં પણ સ્પષ્ટ વિદિત છે કે, હાલ જે મહાયુદ્ધનો પ્રસંગ ઉપસ્થિત થયોછે, અને તેને જેની ઉપમા આપવામાં આવેછે તે મહાભારત યુદ્ધ કરનાર કૌરવ–પાંડવોના વખતમાં **શ્રીવેદવ્યાસજી** પણ હતા. તેણે એ જ યુદ્ધનું વર્ણન મહાભારતરૂપે ઐતિહાસિક ધર્મનો ગ્રંથ વર્ણવેલોછે. પાંડવો દ્વાપરના અંતમાં અને કલિયુગના આરંભમાં હતા. તેને આજે લગભગ સાત હજાર વર્ષ થયાંછે. તે જ સમયમાં ભગવાન્ **વેદવ્યાસજી** પણ વિદ્યમાન હતા. તેઓએ વેદાન્ત-શાસ્ત્ર–ઉત્તર મીમાંસા, બ્રહ્મસૂત્ર, અઢાર પુરાણો, વ્યાસસ્મૃતિ આદિ ઘણા ગ્રંથો કરેલા છે. સંસ્કૃતમાં રચનાર કવિઓમાં ભગવાન્ **વેદવ્યા-સજી**ના સરખો ગ્રંથો રચનાર કવિ પહેલાં તથા આજ દિવસ સુધીમાં કોઇ પણ થયો નથી. ધન્ય છે! એવા અચળ વિજયી મહાત્માને કે, જેઓના રચેલા ગ્રંથોમાંથી, ત્યારથી તે આજ દિનપર્યંત સઘળા લેખકો તથા કવિતા કરનારાઓ થોડી થોડી પ્રસાદી લઇ, જનસમાજને આનંદ આપી રહ્યાછે. ભગવાન્ વેદવ્યાસે એટલું જ, કર્યુંછે તેમ નહિ; પરંતુ વેદ જે પ્રથમ એક જ હતો, તેને સરલતા પ્રમાણે પ્રકરણાનુ-

સાર ગોઠવી, તેનાં જૂદાં જૂદાં નામ કરાવી પોતાના જૂદા જૂદા ચાર શિષ્યોને ભણાવ્યો. તે વાત ભાગવતના દ્વાદશસ્કંધના છઠ્ઠા અધ્યાયમાં સૂત પૌરાણિકે શૌનક આદિ ઋષિઓને કહી સંભળાવીછે. ' पैलाय संहितामाद्यां बह्वृचाख्यामुवाच ह। वैशंपायनसंज्ञाय निगदाख्यं यजुर्गणम्। सामनां जैमिनये प्राह तथा छन्दोगसंहिताम् ॥ अथर्वाङ्गिरसौ नाम स्वशिष्याय सुमन्तवे । પૈલઋષિને ઋક્, વૈશંપાયનને યજુઃ, જૈમિનિને સામ તથા સુમન્તુ નામના મુનિને અથર્વવેદ કહ્યો. અને ત્યારપછી જ વેદનાં જૂદાં જૂદાં ૠક્. યજુ, સામ તથા અથર્વ એ પ્રમાણે ચાર નામ પડયાં, અને તે ઉપરથી જ ભગવાન્ **વેદવ્યાસ** એ પ્રમાણે કહેવાયા.

•

## ' શ્રીકૃષ્ણસ્તુતિ ગુજરાતીમાં કરવાનું પ્રયોજન. '

•

વિજન અરણ્યોમાં શમ, દમ, નિયમ, ધારણા, સમાધિ વિગેરે નિયમોથી ચિત્તને શુદ્ધ કરતા, શાંત મુનિઓ એકાગ્ર ચિત્તથી યોગાભ્યાસવૃત્તિમાં બેઠેલા હતા; ત્યાં એકાએક કોઈ દૈવી ચમત્કારિક શબ્દોના પડઘા શ્રવણગોચર થવાથી, શાંત ચિત્તથી સાંભળી, તે પ્રમાણે લખી, તે તે ઋષિઓએ પોતપોતાનાં નામથી તે શબ્દોને પ્રસિદ્ધ કર્યા, અને સંગ્રહરૂપે થએલા દૈવી શબ્દોનું નામ વેદ એ રીતે પ્રસિદ્ધિમાં આવ્યું. જ્યાં સૂધી અગાધ ઉદધિસમાન ગંભીરતાથી ભરપુર અપૂર્વ ઐશ્વર્યવાળા મહાધીમાન્, દેવાંશી ઋષિ-મહર્ષિઓ આ પવિત્ર ભારતવર્ષપર બિરાજતા હતા, ત્યાં સૂધી એ અપૌરુષેયવાણી—વેદના અર્થને સારી રીતે જાણી શકતા હતા; પણ પાછળથી કાળના પ્રબળને અનુસરી બુદ્ધિમાં ઘટાડો થતો જોઇ, તથા અપૌરુષેયવાણીને સમજવાની શક્તિની ન્યૂનતા

બાળી, મહાદયાળુ રૂષિ-મહર્ષિઓએ લોકોપકાર માટે વેદના જ સારરૂપે ઉપનિષદો બનાવ્યાં. તેમાં પણ જેમ જેમ કાળક્રમ ઓછો થવા લાગ્યો, તેમ તેમ મનુષ્યોની બુદ્ધિઓ પણ ઓછી થતી જોઇ; મનુ, યાજ્ઞવલ્કય, વિગેરે સ્મૃતિકારોએ સ્મૃતિઓ શ્રુતિના આધારે જ બનાવી, લોકોનાં જ્ઞાન નાશ ન પામવાની સરણિનું અવલંબન કર્યું. સ્મૃતિની પણ કઠિનતા કલિકાલના આવતા પ્રબલને લઇ ભવિષ્યની પ્રજાથી સહી શકાશે નહિ; તેવો દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરી ભગવાન્ **વેદવ્યાસે** શ્રુતિ-સ્મૃતિના અર્થોનાં લૌકિક વ્યવહારોનાં દ્રષ્ટાંતો લઇ, અઢારપુરાણો વાર્તા-રૂપે બનાવ્યાં. જ્યારે સર્વત્ર સંસ્કૃત ભાષા જ વ્યાપ્ત હતી, ત્યારે તો પુરાણોનો અર્થ સમજવો લોકોને ઘણો જ સરલ, રસિક અને બોધદાયક થઇ પડતો; પરંતુ જ્યારથી બૌદ્ધમતાનુયાયી રાજા કુમારપાળ તથા અશોક વિગેરે થયા, તે વખતે પાલી, માગધી, શૂરસેની, માથુરી વિગેરે ભાષાઓ સંસ્કૃતમાંથી ભ્રષ્ટ થઇ* અને છેવટમાં એકદમ્ ફેરફાર થઇ, ચાલતી ગુજરાતીના સ્વરૂપમાં જ્યારે આવી, ત્યારે તો સંસ્કૃતને ગુજરાતી વચ્ચે બહુ જ મોહોટો તફાવત પડી ગયો. સમયને અનુસરી સંસ્કૃત જેવી ગહન ભાષાનું અવલોકન સઘળા જનસમાજથી બની શકતું નથી; માટે સર્વને સમજણ પડે અને સહુ તેને વાંચી તેનું શું રહસ્ય છે? તે સમજી પોતાના અંતઃકરણમાં સારી રીતે ઉતારે; તેમ જ્યાં સુધી પૂરી રીતે કોઇનો ભાવ સમજાતો નથી ત્યાં સુધી તેનું તત્ત્વ માલુમ ન પડવાથી સ્તુતિનું ખરૂં રહસ્ય શું છે! એ કેટલાક

---

* સનાતન ધર્મને તોડી, સંસ્કૃતભાષા પણ નાશ કરવી તેવી ઇચ્છાથી બૌદ્ધની પ્રેરણાથી પાલી, માગધી ભાષાઓ; અશોક વિગેરે મહારાજા-ઓએ બનાવી હોય તેમ તે વખતનો સમય સૂચવે છે.

વાચકવર્ગનાથી અજ્ઞાત ન રહે, એવા જ હેતુથી પોતાની ચાલતી ભાષામાં ઉતારવું શ્રેષ્ઠ ધારી **શ્રીકૃષ્ણસ્તુતિ** ગુજરાતી ભાષામાં ઉતારવામાં આવી છે.

## પ્રભુભજનની પ્રત્યેક મનુષ્યને આવશ્યકતા.

અસ્થિ, રૂધિર, માંસ અને પરૂ-પાચથી ભરેલ પંચમહાભૌતિકનો ક્ષણભંગુર આ સ્થૂલ દેહ, પાણીપરના તરતા પરપોટાની પેઠે પલવારમાં નાશવંત છે. અનેક પ્રકારની અસત્ય માયાની અલૌકિક વૃત્તિઓથી પરિપૂર્ણ આ ભયંકર અસાર સંસાર પણ, વંધ્યાસુતની માફક અંતે અહર્નિશ ઉદ્‌ભવતી આશાવેલીઓને ઉચ્છેદન કરનાર છે. તેમાં જણાતાં સ્ત્રી, સુત, ધન, વિગેરે અસત્ય સુખસાગરની ઉછળતી તૃષ્ણાલહેરીઓ ચાર દિવસનાં ચડતાં ચાંદરડાની ફરકતી કાંતિની સમાન વ્યર્થ છે. અસાર સંસારમાં સ્વાર્થના સ્નેહને વળગી રહેલી સ્ત્રીના મિથ્યા મોહપાશમાં ફસાઇ, જેને ખુશી રાખવા અનેક સંકટના વિકટ સમયો સહન કરી, સારમય મનુષ્યજીવનને રાત્રિ-દિવસ ગમે તેવા અધર્મને અવળે રસ્તે દોડાવીને હમેશાં પોતાના પ્રાણથકી વહાલી ગણેલી હોય, તે સ્ત્રી પણ અવસાન સમયે પોતાને પ્રાણથી અધિક ચહાતા પતિના મૃત શવની પછવાડે ઘરના દ્વાર સૂધી જઇ, અંતે પાછી ફરે છે. દશ–બાર દિવસ લોકમર્યાદાને અનુસરી, રડી કૂટી, પાછી સંસારમાં સર્વત્ર પ્રસરેલી માયાની મોહક વિદ્યુત્‌શક્તિથી મારૂં-તારૂં કરતાં મૃત્યુ પામેલા સ્વામીને છેક વિસારી દે છે. પ્રાણથી અધિક પ્યારો ગણેલ પુત્ર પણ, મૃત પિતાના શબને બાળી–ભસ્મ કરી, પાંચ પંદર દિવસ યાદ કરી, પાછળથી જો તવંગર હોય તો ધનના એશ-

આરામમાં અને ગરીબ હોય તો ઉદરપૂર્તિના ઉંડા વિચારમાં પડી જાય છે. પિતા ક્યાં હતા ! તેનું સ્મરણમાત્ર પણ ભૂલી જાય છે. સંસારમાં કોઇ કોઇનું નથી. સઘળું નાશવંત છે. તો ખાલી કેવળ 'મારૂં-તારૂં' કરી સઘળું જીવન વ્યર્થ વીતાવવું, એ હાથમાં આવેલ રત્નને છોડી મિથ્યા પાષાણની સ્પૃહા કરવા જેવું છે. મનુષ્યજન્મ વારંવાર મળવાનો નથી. માતાના ઉદરમાં અનેક પ્રકારની વ્યાધિઓ સહી શકાતી ન હતી, તે વખતે તેમાંથી છુટવાને માટે ઇશ્વરની પાસે લીધેલી પ્રતિજ્ઞાઓ ભૂલી જવાની નથી. સંસારની મિથ્યા ખટપટમાં અમૂલ્ય અવસરને ગુમાવતાં, એક કલાક શુદ્ધ નિષ્ઠાથી, બાહ્ય વ્યવહારોમાં દોડી જતાં ચિત્તને રોકી, નિયમિત કરી, દયાળુ પ્રભુનાં ચરણ કમલમાં વિલીન કરી, જીવનને સાર્થક કરવાની દરેક આબાલથી તે વૃદ્ધપર્યંતનાં દેહધારી મનુષ્યોની ફરજ છે.

હાલના સમયમાં કેટલાક કહે છે કે, અમારે હાલ પરમાત્માની ભક્તિ કરવાની કશી જરૂર નથી ! વૃદ્ધ થઇશું ત્યારે કરીશું, તો તેવું માનવું ઉચિત નથી. તેને માટે આ સ્તુતિકર્ત્તા પોતે જ કહે છે કે, 'कृष्ण त्वदीयपदपङ्कजपंजरान्ते अद्यैव मे विशतु मानसराजहंसः । प्राणप्रयाणसमये कफवातपित्तैः कण्ठावरोधनविधौ स्मरणं कुतस्ते ।' હે **શ્રીકૃષ્ણ** ! તમારાં ચરણકમલરૂપી પિંજરામાં મારા ચિત્તરૂપી રાજહંસ આજ જ પૂરાઓ, કારણ કે, પ્રાણ જતી વખતે કફ, વાયુ તથા પિત્તથી કંઠ રૂંધાઇ જશે, તો તમારૂં સ્મરણ ક્યાંથી થશે । માટે જો બાલ્યાવસ્થાથી જ પ્રભુભજનની ટેવ પાડી હોય તો વૃદ્ધાવસ્થામાં પણ ઇશ્વરભજન કરવાની ઇચ્છા થાય છે; નહિ તો સંસારની પ્રપંચી જૂદી જૂદી જૂદી જંજાળોના પાસથી સપડાએલું ચિત્ત તે વખતે પ્રભુભજનમાં ચોટતું નથી અને

સંસારના અવળા રસ્તાપર દોડી જાય છે, માટે બાલ્યાવસ્થાથી જ પ્રભુભજન કરવું તે યોગ્ય છે.

સંસારની નાના પ્રકારની આપત્તિઓથી અકળાએલું—દુઃખી થએલું મન પ્રભુભજનથી શાંત થાય છે. અનેક પ્રકારની આપત્તિઓમાંથી પ્રભુભજન મુકત કરે છે. ધર્મશ્રદ્ધા તથા મનુષ્યનું જીવન સાફલ્ય પ્રભુભજન કરે છે. ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ પણ પ્રભુભજન પૂર્ણ કરે છે. પ્રભુભજનનો મહિમા અલૌકિક છે. પ્રભુના ગુણનું ગાન ભાગ્યશાળી સુરી જીવોથી થાય છે. ભાગ્યહીન અધર્મી આસુરી જીવોથી થઇ શકતું નથી. પ્રભુભજનમાટે વેદ તથા શાસ્ત્રો પોકારી પોકારીને કહે છે. પ્રભુભજન કરવું એ જો કે સર્વ પ્રાણિઓનાં મનમાં થયા કરે છે; પણ જ્યાં સુધી તેવો પ્રસંગ કે સાધન હોતું નથી, ત્યાં સુધી મુસ્કેલ છે. પ્રભુભજનમાટે બીજા ઘણા શાસ્ત્રોક્ત અદ્‌ભુત રચનાવાળા ગ્રંથો છે; પરંતુ અન્ય ભાષાઓમાં અથવા બહુ મોટા હોવાથી, તેનો સાર સમજ્યા વગર પ્રભુભજનનો લાભ ભાવિક ભકતોથી સંપૂર્ણ રીતે લઈ શકાતો નથી. આ **શ્રીકૃષ્ણસ્તુતિ**નું પુસ્તક નાનું તથા ઓછી કિંમતવાળું હોવાથી, સર્વ શ્રદ્ધાળુ આસ્તિક સનાતનધર્મિઓ પોતે તથા પોતાની કુમળી વયની ઉછળતી સુકુમાર બુદ્ધિવાળી પ્રજામાં ઉત્તમ ભક્તિભાવનાનાં બીજ રોપવા તથા આજ કાલના નીકળતા જાદુઇ ઢઙ્ગપંથીઓના માર્ગથી બચવા—બચાવવા તેનો સાર ગ્રહણ કરી ઉપયોગ કરશે,

તો ગ્રંથકર્તાનો–'સનાતન ધર્મની ભાવિક, ભોળી, ભક્ત પ્રજા ભરમાઇ, શ્રધ્ધાહીન થઇ; ઉપરથી આસ્તિક્તાનો ભાવ દર્શાવતા, પરંતુ અંદરથી શુદ્ધ નાસ્તિક્તાના સૂત્રને વળગી રહેલા અન્ય અનાડી પંથોપર ન દોડી જાય.' એ અંતઃકરણનો–આશય છે. તે અવશ્ય પાર પડી, સર્વ પ્રજાની પોતાના ઉચ્ચ સનાતનધર્મપર નિરંતર દૃઢ લાગણી રહે, એ વાસ્તવિક જ છે.

અંતિમમાં 'અખિલેશ્વર મહાસમર્થ સામા બિરાજેલા ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુ સર્વનુ કલ્યાણ કરો!' એ અંતરથી ચાહી શુધ્ધ મનોવૃત્તિ પૂર્ણ પુરૂષોત્તમ ભગવાન્માં વિલીન કરી, આત્માને અતિ સંતોષ આપી વિરમું છું.

કર્તા;

શાસ્ત્રી હીરજી હર્ષજી રાવલ.

॥ ॐ ॥

## ॥ श्रीकृष्णस्तुति ॥



ભગવાને લીધેલી પ્રતિજ્ઞા સત્ય કરી તેથી ખુશી થએલા દેવતાઓ પહેલાં ' તમે સત્યસંકલ્પવાળા છો, ' એ પ્રમાણે ભગવાનની સ્તુતિ કરેછે.

' उपजातिच्छन्दः '

॥ देवा ऊचुः ॥

**सत्यव्रतं सत्यपरं त्रिसत्यं**
**सत्यस्य योनिं निहितं च सत्ये ॥**
**सत्यस्य सत्यमृतसत्यनेत्रं**
**सत्यात्मकं त्वां शरणं प्रपन्नाः ॥ १ ॥**

**કવ્વાલી-ગઝલ.**

ખરે છો સત્યવ્રત ધારી, તમો છો સત્ય આચારી;
ત્રણે કાળે સ્વરૂપ ભારી, મનાયા નાથ જગકારી. ૧.

પ્રલયમાં આપ રહેનારા, ખરી વાણી જ કહેનારા;
રહી સામાન્ય વહેનારા, તમારૂં શર્ણું સહેનારા. ૨.

અર્થ–સત્યસંકલ્પવાળા, સત્યથી મળનારા, સ્થિતિ, પાલન તથા નાશ સમયે રહેનારા, પંચ મહાભૂતોને ઉત્પન્ન કરનારા, સત્યવચન તથા સમદૃષ્ટિથી જોનારા, સત્યસ્વરૂપ આપ પરમાત્માને શરણે અમો આવેલા છઈએ. ૧.

"તમે પણ સઘળાઓ લોકોના અધિપતિઓ અને મારા સમાન છો; તો શામાટે મારે શરણે આવેલા છો?" એમ ભગવાન્ કદાચ પૂછે તો ઉત્તરમાં "આપ એક જ સર્વ સૃષ્ટિ વિગેરેને ઉત્પન્ન કરનારા છો, અને અમે તો કેવળ આપનું જ શરણુ ચાહનારા છઈએ, આ લોક વિગેરે તમારાં સ્વરૂપરૂપ જ છે." એમ કહી આ સંસારને વૃક્ષરૂપે વર્ણવે છે.

एकाऽयनोऽसौ द्विफलस्त्रिमूल-
श्चतूरसः पञ्चविधः षडात्मा ॥
सप्तत्वगष्टविटपो नवाक्षो
दशच्छदी द्विखगो ह्यादिवृक्षः ॥ २ ॥

રહ્યો છે [1]એક આધારે, ફળો સારાં જ [2]બે ધારે;
[3]ત્રણે મૂળો ધરે ભારે, ભર્યા તેમાં જ રસ [4]ચારે. ૩.

૧ પ્રકૃતિ. ૨ સુખ, દુઃખ. ૩ સત્ત્વ, રજ, તમ. ૪ ધર્મ, અર્થ, કામ, મોક્ષ.

ધરે [5]પાંચે મતીકારી, રહે '[6]છો' કોશ જે ધારી;
ત્વચાઓ [7]સાત છે ભારી, દિસે છે [8]ડાળિઓ સારી. ૪.
રચાયાં છિદ્ર [9]નવ જેમાં, મનાયાં પાંદ [10]દશ તેમાં;
રહ્યાં [11]બે પક્ષિઓ જેમાં, થયો [12]સંસારદ્રુમ એમાં. ૫.

એક આધારવાળો, બે ફળવાળો, ત્રણ મૂળવાળો, ચાર રસવાળો, પાંચ જ્ઞાનવાળો, છ કોશવાળો, સાત ચામડીવાળો, આઠ ડાળીઓવાળો, નવ છિદ્રોવાળો, દશ પાંદડાંવાળો તથા બે પક્ષિઓવાળો આ સંસારવૃક્ષ છે. ૨.

સંસારની ઉત્પત્તિ, પાલન તથા સંહારકર્ત્તા તમે જ છો.

त्वमेक एवाऽस्य सतः प्रसूति-
स्त्वं सन्निधानं त्वमनुग्रहश्च ॥
त्वन्मायया संवृतचेतसस्त्वां
पश्यन्ति नाना न विपश्चितो ये ॥ ३ ॥

---

૫ ત્વક્, ચક્ષુ, શ્રોત્ર, ઘ્રાણ, જીવ્હા. ૬ ત્વચા, માંસ, લોહી, અસ્થિ, સ્નાયુ, મજ્જા. ૭ રસ, લોહી, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, શુક્ર. ૮ પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ, અહંકાર. ૯ બે આંખ, બે નસકોરાં, બે કાન, મુખ, પાયુ, ઉપસ્થ. ૧૦ પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન, નાગ, કૂર્મ, કૃકર, દેવદત્ત, ધનંજય. ૧૧ જીવ, ઇશ્વર. ૧૨ વૃક્ષ શબ્દ સંસ્કૃતમાં પુલ્લિંગે છે; તેને અનુસરી આ ઠેકાણે વૃક્ષ શબ્દ પુલ્લિંગમાં વાપરવામાં આવ્યો છે.

તમે સંસારકારણ છો, વળી સંસારહારણ છો;
તમે સંસારતારણ છો, વિધાતા મોહવારણ છો. ૬.

આ સંસારવૃક્ષને ઉત્પન્ન કરનારા, સંહારનારા તથા પાલનારા આપ એક જ છો. માયાથી ભ્રમિત ચિત્તવાળાઓ, આપને જૂદાં જૂદાં સ્વરૂપવાળા જૂએ છે; પરંતુ વિદ્વાન્ પુરૂષો તો એક જ સ્વરૂપવાળા માને છે. ૩.

" હું ' દેવકીપુત્ર ' છું, મને એમ શામાટે વર્ણવો છો ? " એવી શંકામાં કહે છે.

**बिभर्षि रूपाण्यवबोध आत्मा**
**क्षेमाय लोकस्य चराचरस्य ॥**
**सत्त्वोपपन्नानि सुखावहानि**
**सतामभद्राणि मुहुः खलानाम् ॥ ४ ॥**

ધરી જૂદાં રૂપો સારાં, તમે પાળો સુજન [1]આરા;
વિદારી દુષ્ટનાં [2]આરાં, કરો છો લોક સુખિયારાં. ૭.

સ્થાવર–જંગમાત્મક જીવોનાં કલ્યાણ માટે સત્ત્વગુણથી ઉત્પન્ન થનારાં, સત્પુરૂષોનાં રક્ષણ કરનારાં તથા ખલપુરુષોના ગર્વને નાશ કરનારાં રૂપો, આપ જ વારંવાર ધારણ કરો છો. ૪.

કેવળ એટલા માટે નહિ, પરંતુ ભકતોના મોક્ષમાટે પણ રૂપો, ધારણ કરો છો

---

૧ પંથો. ૨ રસ્તા

त्वय्यम्बुजाऽक्षाखिलसत्त्वधाम्नि
समाधिनाऽऽवेशितचैतसैके ॥
त्वत्पादपोतेन महत्कृतेन
कुर्वन्ति गोवत्सपदं भवाऽब्धिम् ॥ ५ ॥

સમાધિ ચિત્ત સુખકારી, તમારા પાદ-નૌ ધારી;
ભજે તૃષ્ણા જ જે મારી, દ્વિઓ તેને તમે તારી. ૮.

હે કમલનેત્ર ! સર્વ જીવોનાં સ્થાનરૂપ આપમાં સમાધિથી મન લગાવી, સર્વથી ઉત્તમ આપના ચરણકમલરૂપી નાવથી ભાવિક ભકતો, આ ભવસાગરને ગાયના વાછડાના પગલાં સમાન કરી દે છે. અર્થાત્ જલદી તરી જાય છે. ૫.

જો તે ચરણકમલરૂપી નાવથી ભકતો, આગળ તરી ગએલા છે; તો હવે પછીના ભકતોની શી ગતિ થશે ? તો કહે છે.

स्वयं समुत्तीर्य सुदुस्तरं द्युमन्-
भवार्णवं भीममदभ्रसौहृदाः ॥
भवत्पदाम्भोरुहनावमत्र ते
निधाय याताः सदनुग्रहो भवान् ॥ ६ ॥

તર્યા ભકતો કરી ભક્તિ, બતાવી ભક્તિની શક્તિ;
નહી પોતે ભજી રક્તિ, તમારી તે પ્રભો ! શક્તિ. ૯.

અતિ પ્રીતિ રાખનારા તથા મહાપરોપકારવૃત્તિવાળા ભક્તો, ભયંકર તથા મહાકઠિન સંસારસાગરને પોતે તરી, આપના ચરણ-કમલરૂપી નાવને-ભક્તિને અહીં રાખી ગએલા છે. હે પરમાત્મન્! એ સઘળો તમારો પ્રતાપ છે. ૬.

"વિવેકી પુરુષોને મારા ભજનની જરૂર નથી, કારણ કે તેઓ તો મુક્ત જ છે." એવી શંકામાં કહે છે.

येऽन्येऽरविन्दाक्ष विमुक्तमानिन-
स्त्वय्यस्तभावादविशुद्धबुद्धयः ॥
आरुह्य कृच्छ्रेण परं पदं ततः
पतन्त्यधो नादृतयुष्मदङ्घ्रयः ॥ ७ ॥

અમે તો સિદ્ધ ફરનારા, કરીને ગર્વ ભરનારા;
તજી ભક્તિ વિચરનારા, વિતંડાવાદ કરનારા. ૧૦.
વ્રતોથી તે પ્રથમ ચડતા, ચડી પાછા વળી પડતા;
ઘણાં વિઘ્નોથકી સડતા, સડી સંસારમાં ગળતા. ૧૧.

હે કમલનયન! તમારેવિષે ભક્તિભાવ નહિ રાખનારા, હમેશાં વિતણ્ડાવાદમાં જ બુદ્ધિ રાખનારા તથા પોતાને જ સિદ્ધ માનનારા કેટલાક પુરુષો, બહુ જન્મો તથા તપથી ઉત્તમ સ્થાનપર ચડીને પણ પાછા તમારામાં ભક્તિભાવ ન હોવાથી નીચે પડે છે. ૭.

તમારા ભક્તો, તો કોઇ દિવસ ઉત્તમ સ્થાનપરથી પડતા જ નથી. એમ કહે છે.

तथा न ते माधव तावकाः क्वचि-
द्भ्रश्यन्ति मार्गात्त्वयि बद्धसौहृदाः ॥
त्वयाऽभिगुप्ता विचरन्ति निर्भया
विनायकाऽनीकपमूर्धसु प्रभो ॥ ८ ॥

પ્રભો ! ના સેવકો [1]છણુતા, હમેશાં ભક્તિને ભણુતા;
કદી ના દુઃખને ગણુતા, પગેથી વિઘ્નને હણુતા. ૧૨.
તમારા ભક્ત જો ભૂલે, નહી તે ભક્તિથી ફૂલે;
પછીથી નેત્ર નિજ ખૂલે, ચડે ભક્તિવડે [2]મૂલે. ૧૩.

હે માધવ ! તમારા ભક્તો, તે પ્રમાણે કોઇ દિવસ પડતા નથી. કદાચ માર્ગથી પડે છે તો, તમારેવિષે જ ભક્તિભાવ રાખનારા તથા તમારાથી રક્ષાએલા, હે પ્રભો ! વિઘ્નના માથાપર પગ દઇને નિડર થઇ પૃથ્વીપર ફર્યા કરેછે, અને પાછળથી પોતાની મૂળ સ્થિતિને પામેછે. ૮.

આગળ ' સત્પુરુષોને આનંદ આપનારાં રૂપો ધારણ કરો છો ' એમ કહેલ છે; તે વાત સિદ્ધ કરી બતાવે છે.

सत्त्वं विशुद्धं श्रयते भवान्स्थितौ
शरीरिणां श्रेयउपायनं वपुः ॥
वेदक्रियायोगतपःसमाधिभि-
स्तवार्हणं येन जनः समीहते ॥ ९ ॥

---

૧ અભિમાની થતા. ૨ મૂલ સ્થિતિપર.

ધરો સદ્રૂપ પાલનમાં, જનોનાં શ્રેયલાલનમાં;
જનો પૂજે જ પૂજનમાં, સમાધિ-વેદની ધુનમાં. ૧૪.

માણસોનાં પાલનમાં કર્મફલને આપનાર તથા વેદ, તપ, સમાધિ વિગેરેથી પૂજા કરી શકાય તેવું વિશુદ્ધ, સત્ત્વરૂપી શરીર આપ-ધારણ કરી સત્પુરુષોનાં મનને-આનંદ આપો છો. ૯.

'त्वय्यम्बुजाक्ष' એ વિગેરે ત્રણ શ્લોકોથી ભગવાનના ભક્તોનો મોક્ષ થાય છે, બીજાનો થતો નથી. એમ કહ્યું. તેમાં કર્મનું ફળ ભક્તિ વગર મળતું નથી, પરંતુ મોક્ષ તો જ્ઞાનથી જ મળે છે, માટે મોક્ષ મેળવવામાં ભકિતની શી જરૂર છે? એવી શંકામાં કહે છે.

सत्त्वं न चेद्धातरिदं निजं भवे-
द्विज्ञानमज्ञानभिदापमार्जनम् ॥
गुणप्रकाशैरनुमीयते भवान्
प्रकाशते यस्य च येन वा गुणः ॥ १० ॥

પ્રભો ! જો રૂપ ના તારૂં, નહી વિજ્ઞાન થનારૂં;
ખરે વિજ્ઞાન જાનારૂં, અને અજ્ઞાન રહેનારૂં. ૧૫.
ગુણોના તેજથી ભાસો, ગુણોમાં આપનો વાસો;
ભજે જો રૂપને દાસો, ખરે સાક્ષાત્ તો થાશો. ૧૬.

હે પાલક ! આ સત્ત્વગુણવાળું તમારૂં શરીર ન હોય તો, અજ્ઞાનને નાશ કરનારૂં શુદ્ધ વિજ્ઞાન કેવી રીતે થાય ? અનુમાનવડે ગુણપ્રકાશથી સર્વના સાક્ષીરૂપ આપ સર્વત્ર ભાસો છો, પરંતુ

આપના શુદ્ધ સત્ત્વ શરીરનું ધ્યાન ધર્યું હોય તો, આપ સાક્ષાત્ થાઓ છો–પ્રત્યક્ષ થાઓછો. ૧૦.

ભક્તોના ઉદ્ધાર માટે રૂપો ધારણ કરો છો, હમેશાં તે રૂપો અસંખ્ય તથા અપ્રત્યક્ષ હોવાથી તેનું ખરેખરૂં ભાન થતું નથી, માટે તેને ભજવાં જ જોઇએ. એમ કહે છે.

न नामरूपे गुणजन्मकर्मभि-
निरूपितव्ये तव तस्य साक्षिणः ॥
मनोवचोभ्यामनुमेयवर्त्मनो
देव क्रियायां प्रतियन्त्यथाऽपि हि ॥ ११ ॥

ગણાયે ના પ્રભો ! તારાં, ઘણાં છે નામ–રૂપ સારાં;
કરીને [1]માન સુખિયારાં, ભજે છે પ્રાણિઓ સારાં. ૧૭.

મન–વાણીથી અનુમાન કરાતા સર્વના સાક્ષીરૂપ આપનાં નામ–રૂપો, જન્મ તથા કર્મોથી વર્ણવી શકાય તેમ નથી; તોપણ હે પ્રકાશક ! ભક્તિભાવથી આપ, પ્રત્યક્ષ થાઓ છો. ૧૧

ભક્તિમાં જ મોક્ષ, મળે છે, એમ સિદ્ધ કરી બતાવે છે.

शृण्वन्गृणन्संस्मरयंश्च चिन्तय-
न्नामानि रूपाणि च मङ्गलानि ते ॥
क्रियासु यस्त्वच्चरणारविन्दयो-
राविष्टचेता न भवाय कल्पते ॥ १२ ॥

---

૧ અહીં છંદોભંગના ભયથી અનુમાનવાચક 'માન' શબ્દ વાપરવામાં આવ્યો છે.

ભલે ભક્તો સ્મરે પૂજે, તમારા નામને કૂજે;
નહી જન્મે યમ ધ્રૂજે, સદાયે મોક્ષને બૂઝે. ૧૮.

જે માણસ પૂજા વખતે તમારાં ચરણકમલમાં મન લગાવી, મંગલ કરનારાં તમારા નામ-રૂપોને સાંભળે, ગણે, સંભાળે કે, ચિંત્વન કરે તે માણસ, ફરીથી સંસારમાં જન્મતો નથી-મોક્ષ મેળવે છે. ૧૨.

ઘણા અવતારો થયા છે, તેમાં શ્રીકૃષ્ણાવતારને જ-બહુ વખાણતા દેવતાઓ-વિનવે છે.

दिष्ट्या हरेः स्याद्भवतः पदो भुवो
भारोपनीतस्तव जन्मनेशितुः ॥
दिष्ट्याङ्किता त्वत्पदकैः सुशोभनै-
र्द्रक्ष्याम गां द्यां च तवानुकम्पिताम् ॥१३॥

તમારા પાદથી ભૂભાર, થશે તેનો ખરે સંહાર;
હવે જોશું અમે આ વાર, સુખી ભૂ-સ્વર્ગનું આ દ્વાર. ૧૯.

હે હરે ! મહાસમર્થ આપના જન્મથી જ આ પૃથ્વીનો ભાર હળવો થયો, સારાં ચિન્હવાળાં આપનાં શોભાયમાન ચરણકમળથી શોભતી પૃથ્વી તથા સ્વર્ગને પણ જોશું. એ બહું સારૂં થયું છે. ૧૩.

' તમારા જન્મથી પૃથ્વીનો ભાર હળવો થયો ' એ વચનથી ' શું મને પણ જીવની માફક સંસાર છે ? ' એવી શંકામાં કહે છે.

न ते भवस्येश भवस्य कारणं
विना विनोदं बत तर्कयामहे ॥

**भवो निरोधः स्थितिरप्यविद्यया**
**कृता यतस्त्वय्यभयाश्रयात्मनि ॥ १४ ॥**

તમે જન્મો ધરી માયા, ધરો માયાવડે કાયા;
લઈ રૂપોતણી છાયા, ફરો નિર્ભીક જગરાયા. ૨૦.
વિહારો આપના એવા, ગણાયા ભક્તના મેવા;
ગણે ભકતો જ એ સેવા, તમારો જન્મ ના દેવા. ૨૧.

હે નિત્યમુક્ત! આપના જન્મનું કારણ લીલા વગર કલ્પી શકાતું નથી; તેમ લીલાથી જ આપ આ જગત્‌માં જન્મ, સંસાર તથા પાલન વિગેરે કરો છો. ૧૪.

ચાલતા પ્રસંગની જ સ્તુતિ કરે છે.

**मत्स्याश्वकच्छपनृसिंहवराहहंस-**
**राजन्यविप्रविबुधेषु कृतावतारः ॥**
**त्वं पासि नस्त्रिभुवनं च यथाऽधुनेश**
**भारं भुवो हर यदूत्तम वन्दनं ते ॥ १५ ॥**

લઇ કચ્છાદિ અવતારો, તમે ભૂભાર ઉતારો;
ભજે તેને તમે તારો, હવે વંદન ચિત્ત ધારો. ૨૨.

મચ્છ, હયગ્રીવ, કચ્છ, નૃસિંહ, વરાહ, હંસ, રામ, પરશુરામ, વામન વિગેરે અવતારો લઇ, આગળ જેમ આપ, ત્રણ ભુવનનું તથા અમારૂં રક્ષણ કરો છો, તેમ હે યાદવોમાં ઉત્તમ! હાલ પણ પૃથ્વીનો ભાર હરી સર્વનું રક્ષણ કરો. આપને નમસ્કાર છે. ૧૫.

સ્તુતિ સમાપ્ત.

# શ્રીભીષ્મસ્તુતિ.



પ્રથમ પ્રસ્તાવના વધુ થઇ પડવાથી તથા પવિત્રચરિત્ર, ભારત-વીર, ચિરસ્મરણીય **ભીષ્મપિતામહ** સાક્ષાત્ **શ્રીકૃષ્ણચંદ્રપ્રભુ**ના ભક્ત હોવાથી, તેમ જ ધર્મ, નીતિ, ન્યાય તથા નિયમમાં અનુકરણીય હોવાથી, ઉમેરેલી **ભીષ્મસ્તુતિ**ની પ્રસ્તાવનાના બે બોલ લખવાની રજા લઉં છું.

## ભૂમિકા.

ઠંડુ, ગરમ, મીઠું, કડવું, તડકો, છાંયો, ચડતી તથા પડતી, એ કુદરતના કસોટી ભરેલ કાયદાને ક્ષુલ્લક કીટથી તે બ્રહ્માપર્યંત કોઇ પણ રોકી શકવા સમર્થ નથી. તો ઉન્નતિમાં અભિમાનના આવેશમાં ઉછળી, પડતી ભોગવતા મનુષ્યને જોઇ હસવાનું નથી. અને અવ-નતિમાં આપત્તિના ઉંડા અખાડામાં અથડાઇ, ચડતી ભોગવતા મનુષ્યને જોઇ, હતાશ થઈ, નિરૂપાય બની, ગભરાવાનું નથી. હશે ! કાળ કાળનું કામ કર્યા કરે છે. કયારે અને કઇ જગ્યોએ શું થશે, તે કોઈ ધારી શકતું નથી. એક વખત આ વીરપ્રસવિની ભારતભૂમિ પોતાના નરવીરરત્ન બાળકોની પુણ્યશાળી ઓજસ્વિતાના પ્રભાવથી અન્યભૂમિઓને દાસીઓ બનાવી, આઠ પ્રહર ચરણ ચાંપવા હાજર રાખી, સર્વત્ર વિજયી સામ્રાજ્યપણું ભોગવતી હતી. તે વખતે દાસી-રૂપ, અન્યભૂમિઓ ભારતભૂમિના ઉત્તમ ગુણો તથા શ્રેષ્ટતા ભાળી, અંતઃકરણમાં લજ્જીત થઇ, અધોમુખ દૃષ્ટિથી ચરણ ચાંપતાં ઉંડા નિઃશ્વાસ મૂકી, તેના શ્રેષ્ટ ગુણોનું અનુકરણ કરવા, અસીમ પરિશ્રમ

ઉઠાવવા પ્રયત્ન કરતી. આજે તે જ ભારતભૂમિ, ચરણ ચાંપતી દાસીરૂપ અન્યભૂમિઓના ચરણ ચાંપવા-માન મૂકી ઉદરપૂર્તિમાટે આઠે પહોર દાસી થઇ-હાજર રહેલી છે. પોતાનાપર આવેલ વિપત્તિના વાદળને વાયુરૂપી ગુણી પુત્રની સહાયતાથી ખસેડવા અંતઃકરણની ઉંડી આશાથી રાહ જોઇ, સમયને વ્યતીત કરી રહી છે. જન્મદાત્રી માતાને ગુણોથી શોભાવવી, એ સુશીલ, શુદ્ધ પુત્રોનું કર્તવ્ય છે. પરંતુ નીતિ, ન્યાય, ધર્મ તથા નિયમનું પાલન જ્યાં સુધી ન્યૂન છે. ત્યાં સુધી તેવી આશા રાખવી તે હવાઇ કિલ્લા સમાન ફોક છે. ધર્મ, નીતિ, ન્યાય અને નિયમનું પાલન કરવું તે કંઇ સહજ વાત નથી. તેમાં મહામહામુશીબતો સહન કરવી પડે છે. અનેક ઉદારાત્માનાં જીવન તથા ચરિત્રો લક્ષમાં લેવાં પડે છે. અને ત્યાર પછી તેવા રસ્તા-પર મન પરોવાય છે. જાણ્યા પહેલાં કદિ તેનું પાલન થઇ શકતું નથી. શાસ્ત્રકારોએ ઘણાં ઉદારાત્માનાં પવિત્ર ચરિત્રો વર્ણવેલાં છે, પરંતુ તેમાંથી ચિરસ્મરણીય, ભારતવીર, **ભીષ્મપિતામહનું** ચરિત્ર અત્યંત પવિત્ર અને ધ્યાનમાં લેવા ગોગ્ય છે. એમ ધારી આ ઠેકાણે લેવામાં આવ્યું છે.

## ' ભીષ્મપિતામહની ઓળખાણ. '

ભારતવીર **ભીષ્મપિતામહ** પવિત્ર સતી ગંગા અને સત્યાચારી રાજા શંતનુના પુત્ર હતા. તેનું ખરૂં નામ ' **દેવવ્રત** ' હતું. પરંતુ ગંગાજીના સ્વર્ગવાસ પછી પોતાના પિતા શંતનુ રાજાએ એક દિવસે

યમુના નદીના કિનારાપર ફરવા જતાં ' **મત્સ્યગંધા** ' નામની શંબર મચ્છીમારની કન્યા જોઇ. તરૂણવયની કુમારિકાને નિહાળી તરૂણવયના શંતનુ રાજાએ મોહિત થઇ, તેના પિતા પાસે માગણી કરી. શંબર મચ્છીમારે " મારી પુત્રીનો પુત્ર રાજ્યગાદીનો વારસ થાય. " તે વચન કબૂલ રાખો તો મારી પુત્રી આપું. એમ કહેવાથી પુત્રવત્સલ રાજા શંતનુની ભીષ્મપર અતિ પ્રીતિ હોવાથી ના પાડી, શંતનુ રાજા રાજ્ય તરફ પાછા ફર્યા. શંતનુ રાજાએ રાજ્યમાં આવી રાજ્ય-કાર્યમાં ચિત્તવૃત્તિ ચોટાડવા માંડી; પરંતુ †**યોજનગંધામાં** ચિત્તવૃત્તિ આસક્ત હોવાથી, રાજાની રાજ્યકાર્યમાં ન્યૂનતા જણાવા લાગી. **ભીષ્મપિતામહને** તે વાતની ખબર પડતાં, સારા સારા પ્રતિષ્ઠિત તથા ધર્મનિષ્ઠ કેટલાક ક્ષત્રિઓને સાથે લઈ, શંબર મચ્છીમારના આશ્રમમાં જઇ, **ભીષ્મપિતામહે** તેની પુત્રીની માગણી કરી. તે વખતે શંબરે સહુ સાંભળતાં **ભીષ્મને** કહ્યું કે, " રાજાઓ ઘણી કન્યાઓ પરણે ' માટે મારી પુત્રી સઘળી રાણીઓમાં પટરાણી થાય. " તે વચનની સરતે મારી કન્યા આપું. તેમ કહેવાથી **ભીષ્મે** તે વાત કબુલ રાખી, પાછું શંબરને યાદ આવતાં ફરીથી માગ્યું કે, " મારી પુત્રીનો પુત્ર રાજ્યગાદીનો વારસ થાય. " એમ બીજું વચન માગ્યું. તે સાંભળી પિતૃભક્ત, દક્ષ, **ભીષ્મે** શંબરને ઉત્તર આપ્યો કે, ' ભલે ! તમારી પુત્રીનો પુત્ર રાજ્યગાદીનો વારસ થાય; મારે રાજ્યગાદી જોઇએ નહિ, જંગલવાસી, વિશ્વાસથી રહિત શંબરના કઠોર અંતઃ-કરણમાં હજુ પણ લોભ રહેતાં ફરીથી **ભીષ્મને** કહ્યું કે, ' વખતે મારી પુત્રીનો પુત્ર રાજ્ય કરે અને તમે જ્યાં સૂધી હો ત્યાં સુધી તો

---

† તેનું બીજું નામ મત્સ્યગંધા પણ કહેવામાં આવતું.

તમે રાજ્યગાદી માગો નહિ. પરંતુ તમારા પુત્રો થાય તે મારી પુત્રીના પુત્રને શાંતિથી રાજ્ય ભોગવવા દે નહિ.' તેમ સાંભળી, ધર્માભિમાની, સત્યવચન, પિતૃભક્ત **ભીષ્મે** સર્વ સાંભળતાં, નિશ્ચયપૂર્વક હાથમાં જલ રાખી, દૃઢ પ્રતિજ્ઞાથી કહ્યું કે ' પિતાની મનઃકામના પૂર્ણ કરતાં' શુદ્ધ પિતાના વીર્યથી ઉત્પન્ન થએલ, સુશીલ પુત્રને કદાચ પ્રાણનું બલિદાન આપવું પડે; તોપણ કોઇ જાતની હરકત નથી; તો આ **ભીષ્મ** પોતાના પિતાના સુખમાં મસ્તક પણ આપવા તૈયાર છે.' જા ! આજથી હું ભીષ્મ સત્ય પ્રતિજ્ઞા કરીને કહું છું કે, ' સંસારની વિષલાળસમ તુચ્છ વિષયવાસના મારા મરણપર્યંત મનથી પણ સેવીશ નહિ, સદાને માટે અખંડ બ્રહ્મચારી થઇ રહીશ.' એ પ્રમાણે સાંભળતાં સાથે આવેલા ક્ષત્રિઓનાં આશ્ચર્યચકિત રોમાંચ ખડાં થયાં. સહુ એક શબ્દે કંઠરવથી મોટે સાદે કહેવા લાગ્યા કે, ' પિતૃભક્ત **ભીષ્મ** તમને ધન્ય છે ! ધન્ય છે !! એ પ્રમાણે બોલી, શંબર મચ્છીમારની કન્યા **મત્સ્યગંધાને** સાથે લઇ, **ભીષ્મપિતામહ** વગેરે ઘેર આવ્યાં. ભયથી નિઃશંક થએલ શંબર પુત્રીના સ્થિર સુખને સંભાળતો, પોતાના સ્થાનમાં આનંદમગ્ન થતો, સુખમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યો. ક્ષત્રિયમંડલે ઘેર આવી, **ભીષ્મપિતામહની** વાત રાજાને જણાવતાં, શંતનુ રાજા પોતાના પિતૃભક્ત પુત્રની પોતાને-વિષે શુદ્ધ ભક્તિ સાંભળી, આનંદની સાથ **ભીષ્મની** દૃઢતાનાં વખાણ કરતાં, મનુષ્યજીવનની કૃતકૃત્યતા માનવા લાગ્યા. ત્યારથી ' **દેવવ્રત**' નામ બદલી પ્રસિદ્ધિમાં ' **ભીષ્મપિતામહ** ' એ પ્રમાણે નામ આવ્યું. તેના સમાન ધર્મપરાયણ, પિતૃપરાયણ તથા સત્યપરાયણ તેના પહેલાં કે આજ દિવસપર્યંત કોઇ પણ થએલ નથી. એટલા જ માટે નર-વર **ભીષ્મપિતામહની** પિતૃભક્તતા, હજુ પણ સંતોના સચ્ચરિત્રોમાં

અગ્રગણ્યતાના ઉત્તમ પદને પામી, સર્વત્ર વિખ્યાત છે. તે જ ધર્મ-પરાયણ પિતૃભક્ત **ભીષ્મપિતામહે**-કૌરવ પાંડવોના મહાભારતના રણસંગ્રામમાં જ્યારે પડયા, ત્યારે મરણ સમયે-**શ્રીકૃષ્ણપરમાત્માની** જે સ્તુતિ કરેલી છે, તે ભાગવતના પ્રથમ સ્કંધના નવમા અધ્યાયનો ભાગ અહીં ટાંકવામાં આવ્યો છે. તેનો સાર સમજી, લોકો ધર્મપરાયણ, પિતૃભક્તપરાયણ, નીતિ, ન્યાય તથા સત્યપરાયણ થાય. એટલો જ આ સ્તુતિનો ઉદ્દેશ ધારી, સ્તુતિને દેશરાગમાં ઉતારી, ગુજરાતિભાષામાં કરવામાં આવી છે.

**શ્રીકૃષ્ણસ્તુતિનું** ગઝલભાષાન્તર તથા આ સ્તુતિનું દેશરાગનું ભાષાન્તર, સર્વતન્ત્રસ્વતંત્ર **શ્રીધરસ્વામીજીએ** શ્રીમદ્ભાગવતપર બનાવેલી "**શ્રીભાવાર્થદીપિકા**" નામની ટીકાને આધારે તથા મૂળ ગ્રંથકારના શ્લોકાનુસાર જ કરવામાં આવ્યું છે. ષડ્દર્શનમાં વેદાન્તશાસ્ત્ર કઠિન હોવાથી તેનું ભાષાન્તર બીજી ભાષાઓમાં રમણીય અને સરલ થવું એ સર્વથા અસંભવિત છે. તેમ જ આ સ્તુતિનો ભાગ વેદાન્તનો હોવાથી આમાં પણ રમણીયતા અને સરલતાની શૈલી આવવી કઠિન છે, તથાપિ આ ભાષાન્તરમાં વાચકવર્ગને જેમ સાદા સરલ અને આનંદદાયક શબ્દો લાગે તેમ શબ્દો યોજવામાં ઘટતો પ્રયાસ લેવામાં આવ્યો છે. છતાં ભાષાન્તરોમાં જ્યાં જ્યાં કઠિન સ્થલો જણાયાં છે, ત્યાં ત્યાં ઉપયુક્ત ટિપ્પણીઓ મૂકી, ભાષાન્તરની કઠિનતા જેમ બને તેમ ઓછી કરેલી છે. ભૂમંડલપરની ભિન્ન ભિન્ન સ્વભાવની પ્રકૃતિઓમાં કોઇને કદાચ આ ભાષાન્તર અનુકૂલ તથા રૂચિકર ન થાય તો "પૃથ્વીપરની ભિન્ન ભિન્ન પ્રકૃતિઓને પોતાના કાર્યથી એકી સાથે સંપૂર્ણ સંતોષવી; એ કાર્ય સર્વશક્તિમાન્, જગન્નિયંતા, વિશ્વંભર વિભુનું છે. રાગદ્વેષથી

ભરપૂર મનુષ્યપ્રકૃતિનું નથી. " તેટલા માટે મનુષ્યપ્રકૃતિથી બહાર રહેલ કાર્યમાં મનુષ્યપ્રકૃતિ પાસેથી જય મેળવવા હઠથી દુરાગ્રહ રાખવો, તે સૂર્યની પ્રજ્વલિત, તેજોમય, દિવ્ય જ્યોતિની સાથે-શરીરના એક ભાગમાં રહેલ આંખની કીકીની જ્યોતિની-સરખામણીની સમાન નિષ્ફળ છે.

ભાષાન્તર કરતાં પહેલાં " સમશ્લોકી કરવું કે અન્ય પ્રકારમાં, " આવા વિચારની સંકલનામાં " સમશ્લોકી ભાષાન્તર વિદ્વાનોને જ રુચિકર થશે. અને સર્વ સામાન્ય પ્રજા તેનો સારી રીતે લાભ લઈ શકશે નહિ. " તેવો વિચાર લાવી, વર્તમાન સમયને અનુસરી, ચાલતા રાગોમાંથી ગઝલ તથા દેશરાગ ભાષાન્તરની અંદર લેવામાં આવ્યા છે.

" સંસ્કૃતભાષાનું ભાષાન્તર આ બે રાગોમાં શામાટે ઉતારવામાં આવ્યું ? " એમ ઘણા વિદ્વાનોને શંકા થશે. તો તે શંકા પૂર્ણ વિદ્વાનોની નથી. પરંતુ સંસ્કૃત તથા ગુજરાતિ ભાષા સંપૂર્ણ રીતે નહિ જાણનારા, ત્રિશંકુની સમાન મધ્યસ્થિતિમાં લટકતા, અર્ધદગ્ધ, ફીરાંગઉટાંગોની છે. છતાં એટલું તો સ્પષ્ટ છે કે, જેને સંસ્કૃતભાષામાં છન્દ અથવા વ્રત કહે છે. તેનો ગુજરાતિમાં રાગ એ શબ્દથી વહેવાર કરવામાં આવે છે; તેથી છંદ અથવા રાગમાં કંઇ ફેરફાર નથી. તેમ જ કેવલ ભાષાન્તરના કરતાં રાગની સાથે ભાષાન્તર હલકું થાય તેવું માનવું, ઉદાર આશયવાળા મહાનુભાવોનું નથી; પણ સાધારણોનું છે. અસ્તુ ! આપણને તે તરફ લક્ષ આપવાનું નથી રન્ધ્રાન્વેષી થવામાં આ પ્રપંચી પ્રપંચમાંથી મનુષ્યજન્મનો ખરો સાર લઇ શકાતો નથી.

માટે સંસારસારના જિજ્ઞાસુ પુરૂષોએ—શંકરપરમાત્મા હાલાહલ ઝેરને જેમ કંઠમાં રાખે છે. તેમ પારકાના દોષરૂપી ઝેરને કંઠમાં રાખી, ગુણગ્રાહી બની, સંસારનો સાર શોધી, મનુષ્યજન્મને સાર્થક કરવો; તે જ મનુષ્યધર્મ તથા કર્તવ્ય છે. એમ આત્મામાં જ્ઞાનદૃષ્ટિ રાખી સર્વત્ર સમબુદ્ધિથી રહેવું. "તથાસ્તુ" જેમ થતું હો તેમ ભલે હો. ઇશ્વર સર્વનું કલ્યાણ કરો.

**सर्वे कुशलिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।**
**सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखमाप्नुयात् ॥**

સર્વે કુશલ તથા નિરોગી રહો, સર્વે કલ્યાણને જુઓ, પણ કોઇને દુઃખ થાઓ નહિ.

**शान्तिः शान्तिः शान्तिः**

કર્ત્તા.



# શ્રીભીષ્મસ્તુતિનું

## પદ્ય સાથ ગુજરાતિ ભાષાન્તર.



ઉત્તમ ફળ આપનાર શ્રીકૃષ્ણપરમાત્મામાં પ્રીતિ ઉત્પન્ન થવાથી પહેલાં ભીષ્મપિતામહ શ્રીકૃષ્ણપરમાત્માને પોતાનાં કૃત્યો સમર્પણ કરેછે.

॥ देवा ऊचुः ॥

' उपजातिच्छन्दः '

**इति मतिरुपकल्पिता वितृष्णा**
**भगवति सात्वतपुङ्गवे विभूम्नि ॥**
**स्वसुखमुपगते क्वचिद्विहर्त्तुं**
**प्रकृतिमुपेयुषि यद्भवप्रवाहः ॥ १ ॥**

રાગ દેશ.

( મારી નાડ તમારે હાથ એ રાહ. )

છોડી તૃષ્ણા રોકયું ચિત્ત હરિ તમ ધ્યાનમાં રે,
બિરાજો સાત્વતકુળમાં કૃષ્ણપ્રભુજી માનમાં રે;

આપ દયાળુ આત્મારામી,
તોપણ ક્રીડા કરવા સ્વામી;
યોગમાયામાં અંતરયામી,
લીન થયા ગુલતાનમાં રે. છોડી૦ ૧.

**અર્થ**–પોતાના આત્મામાં પરમાનંદથી પરિપૂર્ણ છે; તોપણ ક્રીડા કરવા યોગમાયાનો જેણે સ્વીકાર કરેલો છે. જેનાથી આ ત્રણ જગત્‌ની ઉત્પત્તિ થાય છે. એવા સર્વથી મહાન્ તથા સાત્વતકુળમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણભગવાનનેવિષે જૂદા જૂદા પ્રકારના ધર્મ વિગેરેથી ધારણાવાળી તથા નિષ્કામ મારી મતિ, સમર્પણ કરેલી છે. ૧.

હવે શ્રીકૃષ્ણપરમાત્માની મૂર્તિ વર્ણવતાં પ્રીતિપ્રાર્થના કરે છે.

**त्रिभुवनकमनं तमालवर्णं**
**रविकरगौरवराम्बरं दधाने ॥**
**वपुरलककुलावृताननाब्जं**
**विजयसखे रतिरस्तु मेऽनवद्या ॥ २ ॥**

રૂપ ત્રિલોકીમાં છે સારૂં,
તમાલ વર્ણે બીજું ધારૂં;
પહેર્યું પીતાંબર છે પ્યારૂં,
અરજુનસંગી સાનમાં રે. છોડી૦
કેશકલાપે મુખડું છાયું,
તમ ચિતડું ભક્તિપર ધાયું;
તેથી અરજુનસાથિ થવાયું,
પ્રીતિ હરિગુણગાનમાં રે. છોડી૦ ૨.

ત્રિલોકીમાં સુંદર, તમાલના સરખું કાળું, સૂર્યનાં કિરણ સમાન ચકચકતાં પીતાંબરવાળું તથા કેશના ગુચ્છાથી ઘેરાયલું શરીર ધારણ

કરનારા અને અર્જુનના સારથિ થઇ રહેલા શ્રીકૃષ્ણભગવાનમાં મારી નિષ્કામ પ્રીતિ હો. ૨.

અર્જુનના સારથિપણાનું વર્ણન કરતાં પ્રીતિપ્રાર્થના કરે છે.

युधि तुरगरजोविधूम्रविष्व-
कचलुलितश्रमवार्यलङ्कृतास्ये ॥
मम निशितशरैर्विभिद्यमान-
त्वचि विलसत्कवचेऽस्तु कृष्ण आत्मा ॥३॥

રણમાં ઘોડા રજથી ધોળા,
વાળ જણાતા પોળાપોળા;
પડતાં પરસેવાનાં થોડાં,
ટીપાંથી મુખ મ્લાનમાં રે. છોડી૦
ચામડી મુજ બાણેથી તૂટે,
સાથે બખ્તર પણ વળી છૂટે;
તોપણ કૃષ્ણજી રણમાં ઝૂટે,
મન મારૂં પ્રભુધ્યાનમાં રે. છોડી૦ ૩.

યુદ્ધમાં ઘોડાઓનાં ખરીઓની ઉડતી રજથી ભૂખરા થએલા વાળોથી ઘેરાયલ તથા પરિશ્રમના પરસેવાના ટીપાંથી શોભતાં મુખ-વાળા, મારાં તીક્ષ્ણ બાણોથી તૂટેલ ચામડી તથા બખ્તરવાળા શ્રીકૃષ્ણપરમાત્મામાં મારૂં આત્મસમર્પણ હો. ૩.

सपदि सखिवचो निशम्य मध्ये
निजपरयोर्बलयो रथं निवेश्य ॥
स्थितवति परसैनिकायुरक्ष्णा
हृतवति पार्थसखे रतिर्ममाऽस्तु ॥ ४ ॥

રણ વચ્ચે મુજ રથને રાખો,
રાખી રથને રૂડું ભાખો;
અર્જુનજી ! આ સૈન્યને દાખો,
સમજાવો વળી સાનમાં રે. છોડી. ૪.

" બંને સૈન્ય વચ્ચે હે શ્રીકૃષ્ણ ! મારો રથ ઉભો રાખો " ? એવું પોતાના મિત્ર અર્જુનનું વચન સાંભળી જલ્દી બંને સેના વચ્ચે રથ ઉભો રાખી, રણમાં અર્જુનને સૈન્ય બતાવતા તથા આ ભીષ્મ આ દ્રોણ એમ બતાવવાના બહાનાંથી દુર્યોધનનાં સૈન્યોનાં કાલદૃષ્ટિથી આયુષ્યહરણકર્ત્તા અર્જુનના સારથિમાં મારી નિરંતર પ્રીતિ હો. ૪.

ફક્ત અર્જુનનો-શત્રુઓનાં આયુષ્યહરણથી જય કરેલો છે, તેમ નહિ, પરંતુ સાથે અજ્ઞાનનો પણ નાશ કરી-જય કરેલો છે.

व्यवहितपृतनामुखं निरीक्ष्य
स्वजनवधाद्विमुखस्य दोषबुद्ध्या ॥
कुमतिमहरदात्मविद्यया य-
श्चरणरतिः परमस्य तस्य मेऽस्तु ॥ ५ ॥

રણુમાં સંબંધી સહુ ભાળી,
ભરમાયો અરજુન વનમાળી;
ફરતી બુદ્ધિ પાછી વાળી,
અરજુન લીધો જ્ઞાનમાં રે. છોડી. ૫.

એકદમ નજીક રહેલી સેનાના મોઢા આગળ લડવા માટે ઉભા રહેલ સંબંધીઓને ભાળી, દોષબુધ્ધિથી સગાંઓના નાશથી નાખુશ થએલ અર્જુનની ભ્રમિત બુદ્ધિ, આત્મજ્ઞાનથી શુધ્ધ કરનાર **શ્રીકૃષ્ણ** પરમાત્માના ચરણકમલમાં મારી પ્રીતિ હો. ૫.

મારાપર તો મોટી કૃપા ભગવાને કરી છે. એમ **ભીષ્મપિતામહ** એ શ્લોકોથી કહે છે.

**स्वनिगममपहाय मत्प्रतिज्ञा-**
**मृतमधिकर्तुमवप्लुतो रथस्थः ॥**
**धृतरथचरणोऽभ्ययाच्चलद्गु-**
**र्हरिरिव हन्तुमिभं गतोत्तरीयः ॥ ६ ॥**

નિજ પ્રતિજ્ઞા ત્યાગી લીધી,
સત્ય પ્રતિજ્ઞા મારી કીધી;
દોટ હરિએ રથથી દીધી,
ચક્ર ગ્રહીને તાનમાં રે. છોડી. ૬.

' હું હથિયાર ધારણ કરીશ નહિ. ' એ પોતાની લીધેલી પ્રતિજ્ઞા છોડી ' હું હથિયાર ધારણ કરાવીશ ' એ મારી પ્રતિજ્ઞા સત્ય કરવા-માટે રથમાંથી ઠેકડો મારી પૃથ્વીને કંપાવતા, કેશરીસિંહ જેમ મદોન્મત્ત હાથીને મારવા દોડે, તેમ હાથમાં ચક્ર લઇ મને મારવામાટે દોડતાં ઉપરનું વસ્ત્ર પણ પડી ગએલું છે એવા **શ્રીકૃષ્ણપરમાત્મા**માં મારી બુધ્ધિ હો. ૬.

**शितविशिखहतो विशीर्णदंशः**
**क्षतजपरिप्लुत आततायिनो मे ॥**
**प्रसभमभिससार मद्वधार्थं**
**स भवतु मे भगवान्गतिर्मुकुन्दः ॥ ७ ॥**

પડતાં બાણ અનેકો માથે,
તૂટે બખ્તર પણ વળી સાથે;
લોહીથી ખરડાતા હાથે,
હરિ ઉભા રણસ્થાનમાં રે. છોડી. ૭.

મારાં તીક્ષ્ણ બાણોના પ્રહારથી બખ્તર તથા ચામડી તૂટવાથી નીકળતાં લોહીથી ખરડાયલા, મને મારવામાટે-રોકતા અર્જુનને પણ તરછોડી બલાત્કારથી-દોડેલા, **શ્રીકૃષ્ણપરમાત્મા** જ મારા શરણરૂપ હો-અર્થાત્ ઉપરથી અર્જુનનો પક્ષ કરતા પણ અંદરથી ' હું તમને હથિયાર ધારણ કરાવીશ ' એ મારી ભક્તની

પ્રતિજ્ઞા સત્ય કરવામાટે મારાપર દયા કરતા, ભક્તવત્સલ, **શ્રીકૃષ્ણ** પરમાત્મા જ મારા શરણરૂપ હો. ૭.

ભક્તપર કૃપા કરનાર શ્રીકૃષ્ણમાં પ્રીતિપ્રાર્થના કરે છે.

**विजयरथकुटुम्ब आत्ततोत्रे**
**धृतहयरश्मिनि तच्छ्रियेक्षणीये ॥**
**भगवति रतिरस्तु मे मुमूर्षो-**
**र्यमिह निरीक्ष्य हता गताः सरूपम् ॥ ८ ॥**

અર્જુન રથનું રક્ષણ કરતા,
દોરડી રથની હાથે ધરતા;
મરતાં દર્શન કરતાં તરતા,
પ્રેમ પ્રભુના ધ્યાનમાં રે. છોડી. ૮.

અર્જુનના રથનું રક્ષણ કરવામાટે ઘોડાની દોરડી પકડનાર, તે વખતની સારથિની શોભાથી શોભનાર તથા રણમાં મરતી વખતે જોનારાને ભવસાગરમાંથી તારનાર **શ્રીકૃષ્ણપરમાત્મામાં** મારાં મરણ સમયે પ્રીતિ હો. ૮.

ક્ષત્રિઓમાં ધર્મથી લડનારાઓ સદ્ગતિ પામ્યા છે, એ આશ્ચર્ય નથી. પણ કેવળ ભક્તિભાવમાં વિલીન થએલી, અજ્ઞાન ગોપીઓ પણ સદ્ગતિને પામેલી છે.

**ललितगतिविलासवल्गुहास-**
**प्रणयनिरीक्षणकल्पितोरुमानाः ॥**
**कृतमनुकृतवत्य उन्मदान्धाः**
**प्रकृतिमगन्किल यस्य गोपवध्वः ॥ ९ ॥**

હાસ વિલાસે હરિને ભજતી,
ચિત્ત ગોપીઓ હરિમાં સજતી;
સગાં સંબંધી સઘળાં તજતી,
તરી ગઈ અજ્ઞાનમાં રે. છોડી. ૯.

સુંદરગતિ, વિલાસ, પ્રીતિહાસ તથા પ્રેમનિરીક્ષણથી શ્રીકૃષ્ણની પૂજા કરતી તથા ભક્તિભાવના વશપણાથી મદોન્મત થઈ શ્રીકૃષ્ણ પરમાત્માનાં ચરિત્રોનું અનુકરણ કરતી ગોપીઓ શ્રીકૃષ્ણપરમાત્માનાં સ્વરૂપને પામેલી છે. ૯.

"શ્રીકૃષ્ણપરમાત્મા જગન્માન્ય છે." એમ સંભાળતા ભીષ્મ-પિતામહ કહે છે.

**मुनिगणनृपवर्यसङ्कुलेऽन्तः**
**सदसि युधिष्ठिरराजसूय एषाम् ॥**
**अर्हणमुपपेद ईक्षणीयो**
**मम दृशि गोचर एष आविरात्मा ॥ १० ॥**

ધર્મયજ્ઞમાં પૂજા ભારી,
મુનિઓ જોતા ખાંત વધારી;
મુજ સઘળાં હરિ વેર વિસારી,
પાસ ઉભા છો માનમાં રે. છોડી. ૧૦.

યુધિષ્ઠિર રાજાના રાજસૂયયજ્ઞનેવિષે ૠષિ–મહર્ષિઓ તથા મોટા મોટા રાજાઓના ટોળામાં સભા વચ્ચે જે આત્માનું પ્રથમ પૂજન થયું હતું, તે આત્મા મારા જ મરણ વખતે આજ મારી પ્રત્યક્ષ છે, તેને નમસ્કાર હો. ૧૦.

" મારૂં જીવન શ્રીકૃષ્ણપરમાત્માના દર્શનથી સાફલ્ય છે. " એમ ધારી ભીષ્મપિતામહ પોતાની છેવટના મરણસમયની ચિત્તવૃત્તિ શ્રીકૃષ્ણપરમાત્મામાં પરોવેછે.

**तमिममहमजं शरीरभाजां**
**हृदि हृदि धिष्ठितमात्मकल्पितानाम् ॥**
**प्रतिदृशमिव नैकधार्कमेकं**
**समधिगतोऽस्मि विधूतभेदमोहः ॥ ११ ॥**

રહ્યા જીવના અંતરવાસી,
સૂર્ય સમાન રહ્યા હરિ ભાસી;
જન્મ ધરો પણ છો અવિનાશી,
નમું પ્રભુને ધ્યાનમાં રે. છોડી. ૧૧.

પોતે ઉત્પન્ન કરેલ દેહધારીઓનાં અંતઃકરણુમાં જૂદા જૂદા ભાસતા, પણુ જેમ જૂદી જૂદી આંખેથી ઘણાં સ્વરૂપે ભાસતા સૂર્યનારાયણુની માફક એક જ સ્વરૂપે રહેલા, અજન્મા શ્રીકૃષ્ણુપ્રભુને શરણે ભિન્નતાનો નાશ પામેલો છે એવો હું આવેલો છું. ૧૧.

' શ્રીભીષ્મસ્તુતિ ગુજરાતિભાષાન્તરમાં પૂરી થઇ. '

**શાસ્ત્રી હીરજી હર્ષજી રાવલ.**



# આભારપત્ર.



આ પુસ્તક પ્રસિદ્ધ થતાં પહેલાં મને-આંગ્લદેશમાં અનુકરણીય તથા પવિત્ર ભારતવર્ષમાં પૂજનીય પ્રભાશંકર પટ્ટણી સાહેબે, સર નાઇટ શેઠ શ્રીજગંમોહનદાસ વરજીવનદાસના ધર્મપત્ની લક્ષ્મીબાઇએ, સ્વર્ગસ્થ શેઠ શ્રીનગીનદાસ સક્કઇના ધર્મપત્ની ગંગાસ્વરૂપ જમનાંબાઇએ, શેઠ શ્રીમણિલાલ ધનજીના ધર્મપત્ની ગંગાસ્વરૂપ મોંઘીબાઇએ તથા સનાતનધર્માવલંબી શેઠ શ્રીત્રિકમદાસ રવજીએ-આર્થિક મદદ આપી, મારા પ્રથમના પ્રયાસને ઉત્તેજિત કર્યો છે, તેટલા માટે તેઓશ્રીનો હું સદા આભાર માનું છું.

આ પુસ્તકના પ્રુફ સુધારવામાં મારા પરમ સ્નેહી શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામે તથા શાસ્ત્રી અમૃતલાલ મણિશંકરે અતિ શ્રમ ઉઠાવેલો છે, તેને માટે તેનો પણ હું આભારી છું.

વિશેષમાં મારા ગામના નિવાસી, બાલ્યાવસ્થાથી જ મારી સાથે મિત્રતા ધરાવતા, ત્રિવેદી પોપટલાલ ડાહ્યાભાઇ તથા ઠક્કુર લીલાધર ત્રીકમજી, તેઓએ પણ પોતાના મિત્રતાના ધર્મને બજાવી, મને સહાયતા અપાવી છે, તેથી આ જગ્યાએ તેઓનો પણ આભાર માની, ઇશ્વર સર્વે આશ્રયદાતાઓની યથેષ્ટ મનઃકામના પૂર્ણ કરે અને તેઓ વારંવાર સદા મારાપર મીઠી દૃષ્ટિથી જૂએ એવું હું મારા મનમાં નિરંતર ચાહું છું.

હું છું

તમારા સર્વેનો આભારી,

શાસ્ત્રી હીરજી હર્ષજી રાવલ.

રહીશ થોરીયાળી

( જામનગર તાબે કાઠિયાવાડ )



## આ પુસ્તક (શ્રીકૃષ્ણસ્તુતિ) મળવાનાં સ્થળો:

૧ શાસ્ત્રી હીરજી હર્ષજી રાવલ.

ઠે. કાંદાવાડી કલ્યાણ મોતિની ચાલ નં. ૧, અનંત ... મુંબઈ નં. ૪

૨ પંડિત રૂપજી દેવનંદ રાવલ.

મુ. ધોરીયાળી, પોષ્ટ ઓળ. (કાઠિયાવાડ)

૩ મુંબઈના પ્રસિદ્ધ બુકસેલરો.



## સૂચના.

અમારા તરફથી થોડા વખતમાં મહર્ષિ યાજ્ઞવલ્ક્ય પ્રણીત "દાય વિભાગ" નામનું પુસ્તક બહાર પડશે. જેની અંદર પિતાનુ ધન પુત્રોએ આ રીતે વહેંચવુ વગેરે વહેવારમાં ચાલતી ઘણી રીતો મિતાક્ષરાકારની ટીકાને આધારે દર્શાવવામાં આવશે.

આ ગ્રંથ ખરીદવાથી ગ્રાહકોને ઘણોજ લાભ થશે.

વિશેષ વિગત માટે મળો યા લખો—

શિરનામુ ઉપર મુજબ.

R. H. Patel, Krishna Printing Press, 9 Anantwadi, Bombay